

# औदीच्यरहस्य

યાને

# ब्राह्मणनिरूपण.

## પ્રકરણ ૧ થી ૧૦ સુધી.

( માનવંતાઓના ફોટા સાથે ).

લેખકઃ-યાજ્ઞિક નાનાલાલ દેવશંકર
ઠે. રાયપુર, પખાલીની પોળ-અમદાવાદ

પ્રકાશકઃ-સ્વયંજ્યોતી નારણજી ગોવર્ધનરામ-કળસારકર
( ઔદીચ્ય પ્રકાશ માસિકના તંત્રી. મુ૦ કળસાર-પોષ્ટ દાઠા. )



સંવત ૧૯૭૭. ( પ્રથમ આવૃત્તિ. ) સને ૧૯૨૧.
( પ્રત ૬૫૦. )

કિમ્મત-અગાઉથી ગ્રાહકને રૂ. ૧-૦-૦ પાછળનાને રૂ. ૧-૮-૦
પોષ્ટેજ જુદું.

ધી 'ગુજરાત' પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
ઠે. પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.



# औदीच्य रहस्य

યાને

# ब्राह्मणनिरूपण.

## પ્રકરણ ૧ થી ૧૦ સુધી.

( માનવંતાઓના ફોટા સાથે ).

લેખકઃ-યાજ્ઞિક નાનાલાલ દેવશંકર
ઠે. રાયપુર, પખાલીની પોળ—અમદાવાદ

પ્રકાશકઃ-સ્વયંજ્યોતી નારણજી ગોવર્ધનરામ—કળસારકર
( ઔદીચ્ય પ્રકાશ માસિકના તંત્રી. મુ૦ કળસાર-પોષ્ટ દાઠા. )



સંવત ૧૯૭૭. ( પ્રથમ આવૃત્તિ. ) સને ૧૯૨૧.
( પ્રત ૬૫૦. )

કિમ્મત-અગાઉથી ગ્રાહકને રૂ. ૧-૦-૦ પાછળનાને રૂ. ૧-૮-૦
પોષ્ટેજ જુદું.

ધી 'ગુજરાત' પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
ઠે. પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.

## માનવંતા સદ્‌ગૃહસ્થોના ફોટાઓ.

૧. શ્રીમછંકરભો પૂજ્યપાદશ્રી નથુરામ શર્માજી—બીલખા.
૨. સ્વયંજ્યોતિ-નારણજી ગોવરધનરામ— કળસાર.
૩. યાજ્ઞિક નાનાલાલ દેવશંકર— અમદાવાદ.
૪. શ્રીયુત રાવળ દામોદરદાસ સાંકળેશ્વર— ,,
૫. શ્રીયુત યાજ્ઞિક વિદ્યારામ દલસુખરામ— ,,
૬. શ્રીયુત રાવળ ત્રિકમલાલ કેશવલાલ— ,,
૭. શ્રીયુત રા. બા. કેશવલાલ ગિરધરભાઇ ત્રિવેદી

---

## शुद्धि पत्रक:—

| પ્રકરણ. | પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| લે. પ્રસ્તાવના | | ૨૯ | અને | અને ટોળકીયા |
| ૭ | ૬૫ | ૪ | દ૮ | દ૬ |
| ૭ | ૬૫ | ૨૨ | દીશા | દક્ષિણ દિશા |
| ૭ | ૬૬ | ૧૩ | સાખે | સાથે |
| ૭ | ૬૬ | ૩૧ | વેદશસ્ત્ર | વેદશાસ્ત્ર |
| ૭ | ૬૯ | ૭ | સાચમતી | સાચવતી |
| ૭ | ૭૦ | ૧૩ | સિણા | સિમા |
| ૭ | ૭૦ | ૧૭ | નવિ | નહિં |
| ૭ | ૭૦ | ૨૮ | મેવાળમાં | મેવાડમાં |
| ૭ | ૭૧ | ૧ | સ.ઠોદરામાં | સાંઠોદરમાં |
| ૭ | ૭૧ | ૩૪ | કર્મં | કર્મ |
| ૮ | ૭૨ | ૩૯ | સયવાય | સમવાય |
| ૮ | ૭૩ | ૧૧ | ગર્ગર ગોડા | ગુર્જર ગૉડા |
| ૮ | ૭૩ | ૨૮ | જ્ઞાણવા | જ્ઞાણવી |
| ૯ | ૭૪ | ૩ | તપાસે | તપાસ |
| ૯ | ૭૪ | ૧૩ | ધર્મ શ.સ્ત્રોના | ધર્મ શાસ્ત્રોના |
| ૯ | ૭૫ | ૧૩ | પુષ્ટળ | પુષ્કળ |
| ૯ | ૭૬ | ૩૪ | ( ) | છે. |
| ૯ | ૭૭ | ૧૦ | તેમાંના | તેમના |
| ૯ | ૭૭ | ૧૦ | ળદાચરણો | સદાચરણો |
| ૧૦ | ૭૭ | ૧૭ | ગધોગતિ | અધોગતિ |
| ૧૦ | ૭૯ | ૬ | રિક | દિક |

## અગાઉથી ગ્રાહક થનાર સદ્‌ગૃહસ્થો.

૫૦ ) પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામ શ ર્મા બીલખા

૨ રા. બા. વ્યાસ માધવરામ હરિનારાયણ બારડોલી

૧ રા.રા. માધવજી પુરૂષોતમ જોશી મુંબાઇ

૧ ,, ,, ભટ્ટ દામોદર લીલાધર ,,

૧ ,, ,, રાવળ મૂળશંકર હરિશંકર ,,

૧ ,, ,, રાજગોર લાભશંકર કાનજી ,,

૧ ,, ,, મોહનલાલ મૂળજી કામદાર ,,

૧ ,, ,, ડુંગેરદાસ રાઘવજી ભટ્ટ ,,

૧ ,, ,, પ્રભાશંકર ભવાનીશંકર દવે ,,

૧ ,, ,, પ્રાણશંકર કાલીદાસ જોશી ,,

૧ ,, ,, હરગોવિંદ ધનજી દવે બંગાળાકર ,,

૧ ,, ,, ભાણજી જેઠાલાલ જોશી ,,

૧ ,, ,, શંભુલાલ જયશંકર ઠાકર અંજાર

૧ ,, ,, ગૌરીશંકર રામજી ઠાકર ,,

૧ ,, ,, રત્નલાલ રેવાશંકર ઠાકર ,,

૧ ,, ,, ઉમીઆશંકર માધવલાલ સિદ્ધપુર

૧ ,, ,, જાદવજી હરજીવન ભટ્ટ જામનગર

૧ ,, ,, મણીશંકર કલ્યાણજી રાવળ નેસડા–બેંગલોર

૧ ,, ,, રામચંદ્ર સદારામ ઉપાધ્યાય ધનીઆવી

૧ ,, ,, હિરાલાલ પ્રાણશંકર આચાર્ય નાની કડી

૧ ,, ,, ભગવાન મયારામ જોશી ભાદ્રોડ

૧ ,, ,, ગૌરીશંકર કરૂણાશંકર ભટ્ટ નાગપુર

૧ ,, ,, ચંદ્રશંકર પ્રભુરામ જોશી દેલવાડા

૧ ,, ,, પીતાંબર પી. પંડયા નસીરાબાદ

૧ ,, ,, દયાશંકર નારાયણ રાવળ પીલવાઇ

૧ ,, ,, નારણશંકર દેવશંકર વ્યાસ રંગુન

૧ ,, ,, માણેકલાલ ગિરીજાશંકર દેસાઇ વાસણા

૧ ,, ,, નંદલાલ શિવશંકર દવે ધ્રાંગધ્રા

૧ ,, ,, મગનલાલ કે. પંડયા પેથાપુર

૧ ,, ,, બાલાશંકર પ્રાણશંકર દવે માલખેડ

૧ ,, ,, જટાશંકર ગોવિંદરામ ત્રિવેદી કાળાસર

૧ ,, ,, માવજી કાનજી દેસાઇ બારપટોળી

૧ રા.રા. પીતાંબર છોટાલાલ પંડયા નસીરાબાદ

૧ ,, ,, આર. એલ. જોશી અમરેલી

૧ ,, ,, નંદલાલ અંબાશંકર ત્રિવેદી હીમતનગર

૧ ,, ,, બ્રહ્મચારીશ્રી દયાનંદજી મોટાગોપનાથ

૧ ,, ,, ઉમીઆશંકર અંબાશંકર ત્રીવેદી ભેરાગઢ

૧ ,, ,, માસ્તર જગજીવન ત્રિકમજી દવે લોઇજ

૧ ,, ,, માસ્તર મોરારજી આત્મારામ દવે લોઇજ

૧ ,, ,, મૂળશંકર શંકરલાલ રાવળ છડીઆરડા

૧ ,, ,, મગનલાલ જીવરામ પંડયા કડોલી

૧ ,, ,, ઉમાશંકર લાલજી રાવળ રાજસીતાપુર અમદાવાદ

૧ ,, ,, અમૃતરાય પ્રાણજીવન ત્રીવેદી ભરવેલી

૧ ,, ,, જીવરામ હરિશંકર દવે ભાવનગર

૧ ,, ,, પરશોતમ ઇચ્છારામ જોશી જલસણ

૧ ,, ,, ત્રિભોવનદાસ પરશોતમ જોશી ,,

૧ ,, ,, મગનલાલ એ. યાજ્ઞિક કરાંચી

૧ ,, ,, ભાઇલાલ દલપતરામ ,,

૧ ,, ,, જયશંકર વૈકુંઠરામ દવે શકેરા

૧ ,, ,, મનસુખરામ કાલીદાસ વ્યાસ નડીઆદ

૧ ,, ,, નારણજી નરભેરામ બીલા

૧ ,, ,, વેણીશંકર મૂળશંકર પંડયા મહુવા

૧ ,, ,, ઝવેરી દીનમણીશંકર અંબારામ ,,

૧ ,, ,, ઇશ્વરલાલ કરશનજી જોશી ડેડાણ

૧ ,, ,, મૂળજી ગૌરીશંકર કામદાર ,,

૧ ,, ,, મફતલાલ રણછોડલાલ દવે વડોદરા

૧ ,, ,, તુલજાશંકર મોરારજી ત્રવાડી પઢરાણ

### અમદાવાદ.

૫૦ પૂજ્યપાદ મહાત્મા નથુરામ શર્મા ફરીને

૧૦૦ શ્રીયુત દામોદરદાસ સાંકળેશ્વર રાવળ

૫૦ ,, વિદ્યારામ દલસુખરામ યાજ્ઞિક

૫૦ ,, ત્રિકમલાલ કેશવલાલ રાવળ

૧૦૦ રાવ બહાદુર કેશવલાલ ગિરધરભાઇ ત્રિવેદી

ૐ

"અખીલ ભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજ"ના

ખાસ આશ્રયથી પ્રગટ થતું

# ઔદીચ્ય પ્રકાશ.

(માસિક)

જેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિના હેતુવાળા લેખો, જ્ઞાતિ ઉત્કર્ષનાં લખાણો, આત્મા અને કર્તવ્ય શ્રદ્ધાને જાગૃત તથા સંસ્કારી બનાવે, તેવાં જીવનચરિત્રો, અગત્યના જ્ઞાતિ સમાચારો; એકંદરે ઔદીચ્ય જ્ઞાતિના અભ્યુદયનો પ્રકાશ અર્પવા સાથે સાર્વજનિક હિત્તની દૃષ્ટિએ આ માસિક નિયમિત પ્રગટ થાય છે. ખાસ અંકો તથા ભેટની બુકો તેમજ પ્રસંગોપાત સચિત્ર આવૃત્તિઓથી આ માસિક બહોળો ફેલાવો પામ્યું છે; દરેક બન્ધુઓએ ગ્રાહક થઇ ઉત્તેજન આપવું જોઇએ. તથા તેનો પ્રચાર કરવો આવશ્યક છે. વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ બે રૂપીઆ. ગ્રાહક થવા સત્વર લખો—

"ઔદિચ્ય પ્રકાશ" કાર્યાલય.

કળસાર-પોસ્ટ દાઠા-કાઠિયાવાડ.

# औदिच्य प्रकाश.



पूज्यपाद् महात्मा श्री नथुराम शर्मा.

श्री अखिल भारतवर्षीय औदिच्य ब्रह्मसमाजना प्रमुख.

ॐ तत्सत्

# समर्पण.

---

ब्रह्मनिष्ठ पूज्यपाद महात्मा श्री [illegible] शर्माजि.

कृपानाथ,

औदीच्य ब्राह्मणनी उत्पत्ति, [illegible], [illegible], गोत्रादि रहस्यनुं निरुपण करनार आ ग्रंथ औदीच्यना आदर्श सन्यासी स्वरुप आपने समर्पण करी कृतार्थ थाउं छुं.

"औदीच्य प्रकाश" कार्यालय, कळसार.

कृपाकांक्षी,
नारायणजी गोवर्धनराम,
कळसारकर.
नानालाल देवशंकर याज्ञिक,
रायपुर पखालीनी पोळ—अमदावाद.

# પ્રકાશકની પ્રસ્તાવના.

---

ઔદીચ્ય જ્ઞાતિની મૂળ ભાહિતી, પ્રતિષ્ઠા, અને વિસ્તાર શ્રી સ્થળ પ્રકાશમાં આવેલ છે, પણ તે પછીના આજ સુધીના કાળમાં સાવંત માહિતીનું ઇતિહાસ દર્શન આ પુસ્તકમાંથી મળી આવશે. સિવાય બ્રાહ્મણ જ્ઞાતિઓનું સંશોધન પણ આમાં બહુ કાળજીપૂર્વક કરવામાં આવ્યું છે. એટલે અર્વાચિન સમયમાં ઔદીચ્ય તેમજ બીજા બ્રાહ્મણોને આ પુસ્તક ઓછા ઉપયોગનું થશે નહિ. અને પોતાને માર્ગ દર્શક છે એમ જણાયા વિના રહેશે નહિ.

ઔદીચ્ય જ્ઞાતિઓમાં સંવાવાર જ્ઞાતિ ઇતિહાસ બતાવે તેવાં પુસ્તકો પ્રગટ થયાં નથી. ખરેડી સંવાન્તર્ગત ઔદીચ્ય પ્રકાશમાં એ સંવાની માહિતી અને પત્રક છે પણ ગોત્ર. પ્રવર, વેદ, શાખા, કુળદેવી, ગણપતિ, ભૈરવ, આદિ જણાવે તેવી સામગ્રી તમામ સંવાના ઔદીચ્ય બંધુઓને ઉપયોગમાં આવે તેવી આ પુસ્તકમાંજ છે એ તેના વાંચનથી સમજાશે, એટલે વધુ ઉપયોગી તે સિદ્ધ કરવા સરખું રહેતું નથી.

પોતાના મૂળ ઇતિહાસ પતિષ્ઠા, પ્રાચિન અર્વાચિન સ્થિતિ, એ સઘળું જાણવાની દરેકને આકાંક્ષા હોય છે. ઔદીચ્ય જ્ઞાતિના લાંબા વખતની આ આકાંક્ષા પૂર્ણ કરવા જ્ઞાતિ રત્ન શ્રીયુત નાનાલાલ દેવશંકર યાજ્ઞિકે બે વર્ષ સુધી આ પુસ્તકના સંશોધનમાં ગાળ્યા છે. આ પછી પંદર માસ સુધી છાપખાનામાં આ પુસ્તક રહ્યું છે, એટલે વર્તમાન મોંઘવાદીના સમયમાં શ્રીયુત નાનાલાલભાઇનો શ્રમ સફળ થયા બદલ પરમાત્માનો ઉપકાર માની, ઔદીચ્ય પ્રકાશ માસિકના ઉત્તેજન માટે તેમણે આ પહેલી આવૃત્તિ છપાવી વેચવા બદલ બતાવેલી નિષ્કામ ઉદારતા માટે તેમનો આભાર માનવાની અમારી ફરજ સમજીએ છીએ. અને તેમનો ફોટો જોઇ બંધૂ વર્ગને આનંદ થશે.

આ પુસ્તક છપાવવાના ખર્ચને પેટે-શ્રીયુત જોશી તરફથી રૂ. ૨૦), શા. બાલાશંકર તરફથી રૂ. ૨૦), તથા ઔદીચ્ય પ્રકાશ માસિકના તંત્રીનો ફોટો પ્રસિદ્ધ કરવાના આગ્રહ સાથે શ્રીયુત જ્ઞાતિ સેવક તરફથી રૂ. ૨૦) મળ્યા છે તે બદલ દરેકને ધન્યવાદ ઘટે છે.

બ્રાહ્મણો એ જગતનો પ્રકાશ છે, એ સ્વ૦ પઢીઆરના શબ્દોમાં કહીએ તો એજ પ્રકાશ સ્વરૂપ બ્રાહ્મણ બંધૂઓને તેની જ્ઞાન જ્યોતિ પ્રગટાવે તેવી તેજોમય ભાવના આ પુસ્તકમાં છે. ખાસ કરીને ઔદીચ્ય બંધૂઓને તો આ પુસ્તક નિત્યપાઠ સરખું આવકારદાયક અને ઉપયોગી થશે. એમ અમારૂં ચોક્કસપણે માનવું છે. આ તમામ પ્રકાશના પગટાવનાર અથવા ઔદીચ્ય જ્ઞાતિના રહસ્યનું નિરૂપણ કરનાર વયોવૃદ્ધ શ્રીયુત નાનાલાલ યાજ્ઞિકનું જીવન સાર્થક આથી સિદ્ધ થયું છે. ગુપ્ત રહીને સ્વજ્ઞાતિના ઉત્કર્ષને માટે ઘણો પયાસ કરી સ્વમનોબળથી ઔદીચ્ય બ્રહ્મસમાજ સંસ્થા વિક્રમ ૧૯૪૮ થી શરૂ કરી જેનું વૃક્ષ થઇને હાલ ફલ આપણે જોઇ શક્યા અને જોઇશું.

ભગવાન ભવાનિ પતિ શંકર દરેકનું કલ્યાણ કરે એ અભ્યર્થના સાથે ઔદીચ્ય જ્ઞાતિમાં આવા અનેક ગ્રંથો પ્રગટ થાય એમ ઇચ્છીએ છીએ. વિક્રમાર્ક ૧૯૭૭ ના

માઘ કૃષ્ણ એકાદશી—
ઔદીચ્યપ્રકાશ માસિક કાર્યાલય.
મુ. કળસાર-પોસ્ટ—દાઠા.

સ્વયંજ્યોતિ,

નારણજી ગોવર્ધનરામ ક[illegible]

# લેખકની પ્રસ્તાવના.

બંધુઓ—આ લઘુગ્રંથ આપ બંધૂઓની સેવામાં—ઔદીચ્ય રહસ્ય અને બ્રાહ્મણ નિરૂપણ—નામે પ્રસિદ્ધ થાય છે. તેમાં ઔદીચ્યોને માટે એવું શું રહસ્ય મૂકાયું છે તે કાંઇક જાણવાની ઇચ્છા સ્વાભીક સૌને થશે.

આપણે ગુજરાતમાં આવીને વસ્યા—સ્થાયી થયા—તેની પહેલાં ઋષિ—મુની—બ્રાહ્મણ—એ નામે હતા. આપણી પ્રથમ રહેણી—કરણીની પરનાલીકા કેવી હતી? આપણું આત્મબળ કેટલું જગપ્રસિદ્ધ હતું? આ જગતની સરળ વ્યવસ્થા રહેવાને માટે બ્રાહ્મણો કેટલો શ્રમ લેતા તેનું અવલોકન સહેજ થતાંની સાથે હાલ કેવી અવંતિ ઉપર આવ્યા છીએ? તે કાંઇક જાણવામાં આવશે. તેને માટે પ્રકરણ ૧ થી ૧૦ સુધી થઇને સંક્ષિપ્ત હકીકત ઇતિહાસ રૂપે જોવા બનશે.

પ્રકરણ ૧ લામાં આ લેખ લખવાની ઉત્પ્રેક્ષા ઉદભવવાની પ્રસ્તાવના છે. પ્રકરણ ૨ જામાં આપણને આપણી પ્રાચિન સ્થિતીનું અવલોકન—કે જે વર્તનથી આપણી પરોપકારી—ધાર્મીક લાગણીઓથી આપણી મહત્વતા સચવાઇ છે, તે ઉપરથી પ્રકરણ ૩ જામાં બ્રાહ્મણોની ઉત્પતિ અને ગુણ પ્રમાણે પ્રકાર બોલાતા જોવાશે!!! પ્રકરણ ૪ થામાં બ્રાહ્મણોની પ્રાચિન પ્રતિષ્ઠા કેવી અને કેટલી હતી? રાજા અને પ્રજા સનમાન કેવું દેતા તેનું દર્શન થશે. પ્રકરણ ૫ મામાંથી બ્રહ્મા થકી ઉત્પન્ન થયેલા આપણા પૂર્વજો અષ્ટઋષિના આપણે વંશજો છીએ, અને તે અષ્ટ ઋષિના વંશમાં મૂખ્ય મૂળ ૪૯ ગોત્રો—કુટંબો થયાં છે તેનું દીગદર્શન થવાની ધારણા સમજાશે. પ્રકરણ ૬ ઠામાંથી ગૂર્જર મહારાજ શ્રી મૂળરાજાએ આપણને ઉત્તર અને પુર્વના પ્રદેશોમાંથ ઘણોજ આગ્રહ કરીને યજ્ઞ કરવા નિમીતે ગુજરાતમાં તેડાવ્યા અને કેટલાક છળભેદ થયા પછી પોતાની પ્રજાના લાભાર્થે સ્થાયી થવાને સારૂ દાનમાં ગામો, વસવાનાં ઘર અને આહિત્યો સાથે વસ્તુઓ આપીને વસાવ્યા તેનું "આનંદ દર્શક દાન" પત્રક ૧ સિદ્ધપુરાનું. ૨ પત્રક સિહોરા માટેનું અને ૩ પત્રક ટોળીકીઆ બંધુ માટેનું છે તે ખરેખર યાદ રાખવાની જરૂરનું જણાશે. આ પત્રકો ઉપરથી આપણા માંહેના ઘણાક પોતે કયાંના? પોતાનાં ગોત્ર, પ્રવરો, વેદ, શાખા, કુળદેવી, શંકર, ગણપતિ, ભૈરવ અને અટક દિક ખાસ જાણવાની જરૂર તે જાણી શકશે. એટલુંજ નહિ પણ પોતામાં થયેલી ભૂલ સુધારી શકશે. અને ભુલને લીધે ગોત્ર ગમનનો દોષ અજ્ઞાનતાથી બેઠે છે—કુળ ક્ષય થવા પામે છે, તેમ નહિ થવા આ પ્રકરણથી પ્રકાશ થવાની આશા રાખેલી જોશે. અને પોતાનો મૂળનો ઉત્કર્ષ ભાવ દેખશે. પ્રકરણ ૭ મામાં જ્યારે મૂળરાજાએ આપણ સહસ્ર અને ઔદીચ્યો એમ, એને સ્થાન આપી સ્થાયી કર્યો, છતાં ગુજરાતમાં ઘણીક સંજ્ઞાવાચક બ્રાહ્મણ જ્ઞાતિઓ જોવામાં આવે છે તો તે કેમ થઇ? તે જાણવાને માટે ધ્યાન ખેંચશે. પ્રકરણ ૮ મામાંથી તેવી બ્રાહ્મણ જ્ઞાતિઓ કયી કયી અને કેટલી છે તેનું કક્કાવાર નામાકરણ અને વળી તેમાં થયેલા આધૂનિક વિભાગો જાણવાને મળશ, એટલુંજ નહિ પણ આપણે સિદ્ધપુરા અને સિહોરી એવા બે ભાગના બંધૂઓ છતાં જુદે જુદે સ્થાને જઇ વસ્યા પછી ઐક્યતા ભૂલ્યાથી પેટા વિભાગો ૪૦ થી ૫૦ એટલા થવા પામ્યા છે તેનું કાંઇક દીગદર્શન થશે. પ્રકરણ ૯ માનો હેતુ અમુક અમુક સ્થળોમાં અમુક

અમુક સંજ્ઞાવાચક બ્રાહ્મણ જ્ઞાતિઓ છતાં સાથે ભોજન વ્યવહાર જોડી શકતિ નથી—જોડાયતો કલહ થાય છે—તેથી અમદાવાદ એ આખા ગુજરાતનું રાજ્યનગર રૂપ, અને બ્રાહ્મણ જ્ઞાતિઓના મ્હોટા જથાનું મુખ્ય થળ છે, તેમાં કેમ પ્રથા ચાલે છે? તેની તરફ ધ્યાન દેઈ લક્ષ ખેંચાવાથી દરેક સ્થળને ફાવતું સંશોધન થવા બની શકે, એ આવશ્યકનો હેતુ સમજાશે. અને આગળ ઉપર એક બીજાના આચાર વિચાર એકત્ર થતાં બ્રાહ્મણ જ્ઞાતિઓમાં ઐક્યતા વધશે તો ખરેખર બહુ સંતોષ પ્રાપ્ત થશે. હવે છેલ્લા પ્રકરણ ૧૦ મામાં તો આપણ બંધુઓ શહસ્ર ઔદીચ્યો એક છતાં ઘણા પેટા ભાગોમાં દેખાઈએ છીએ, અને જે ભેદભાવ દાખલ થયો છે. તે દૂર થઈને ઐક્યતા ઉપર આવીને પૂર્વની રહેણી—કરણી અને સદાચાર હાલના સમયે અંગિકાર કરવો ઘટે છે, તે થવાની વિનંતિ—વિજ્ઞપ્તિ દર્શક થશે. આને માટે ભારત વર્ષિય ઔદીચ્ય શહસ્ર સમાજનું મહત્વ કર્તવ્ય તરફ લક્ષ ખેંચવાની નમ્ર વિજ્ઞપ્તિ વિશેષે ધારવામાં આવશે તો સંપૂર્ણ સંતોષ થશે—ભાવી ફળ મિષ્ટ સત્વર ચાખી શકવા સંભવ થશે.

આ રીતે ૧૦ પ્રકરણોમાં પૂર્વથી અદ્યાપિ સુધીનું ટુંકું ટુંકું અવલોકન સંક્ષિપ્ત આપવામાં આવ્યું છે, તેજ તેનું રહસ્ય ધારી લેવાશે, અને તેમાં કોઈ જગોએ બંધુઓ પ્રત્યે—તેમનામાં પ્રેરણા પ્રેરવાને કઠિણ શબ્દો વાપરવા પડેલા લાગશે—તેને માટે આપ સજ્જન બંધુઓ ક્ષમા આપશો.

મને આશા છે કે આપણે શહસ્ર ઔદીચ્ય અને ટોળકીઆ બંધુઓને આ ટુંકો લેખ ઉપયોગી ખાસ થશે, તે સાથે સર્વ બ્રાહ્મણ જ્ઞાતિ બંધુઓને પણ ઘણોક ભાગ ઉપયોગી થવા પામશે, એટલુંજ નહિ પરંતુ સર્વ બ્રાહ્મણો અષ્ટ ઋષિના વંશજોમાં ના છે તેથી અષ્ટ ઋષિના ગોત્રો પ્રવરાદિ પણ ઘણે ભાગે મળતા પોતે જોઇ શકશે.

૧ લઘુ ગ્રંથનું અવલોકન—શ્રીમાન પૂજ્યપાદ બ્રહ્મનિષ્ટ મહાત્મા શ્રી નથુરામ શર્માજીએ દર્શન—હસ્તદોષ સુધારીને આ ગ્રંથ છપાવવાની ખાસ પ્રસંનિયતા દેખાડીને પોતે આ ગ્રંથની કોપી ૫૦) લેવા—ઉત્તેજન દેવા માટે કૃપા કરી તેને માટે સાભાર માનતાં આપણી જ્ઞાતિમાં ભૂષણ રૂપ મહાત્માશ્રીને સમર્પણ સ્વિકારવા જીજ્ઞાશા રાખીછે.

સૂચના કે—આપણી જ્ઞાતિમાં આગળ અને હાલ સ્વજ્ઞાતિનુ હિત્ત ચાહનારા મહાન પુરૂષ રત્નો પેદા થયા છે. તેવાઓનું ઔદીચ્ય રત્નમાળા નામે એક પુસ્તક રચવા જરૂર છે. તેના ચાર વિભાગો પેકી પ્રથમ ૧ ધર્મ પ્રવર્તકો, ૨ જો રાજ્યકાજ નિપુણ એવા દીવાનો, અધિકારીઓ, બારીષ્ટરો, વકીલો પેકી જેમણે જ્ઞાતિહિત કરવાની સહાયભુત થયેલા હોય તેના અને ૩ જો ભાગ સાક્ષરો, કવિઓ, વેપારીઓ, અર્થશાસ્ત્રીઓ, ધર્મશાસ્ત્ર વેત્તાઓ, જ્ઞાતિહિત કર્તા નિવડેલા હોય તેવાઓ અને ૪ થો વિભાગ સાધારણ પુરૂષો પણ પોતાની જ્ઞાતિને માટે સતત્ ઉત્કર્ષતા ઇચ્છતા રહેલા એવા જ્ઞાતિના શેઠીઆ—પટેલીઆ—અને અન્ય ગ્રહસ્થો પ્રસંસા પ્રાપ્ત થયા હોય તેવાઓની ઔદીચ્ય રત્નમાળા થાય તો ઘણો બોધ—ઉપદેશ—પ્રાપ્ત થાય અને ઉછરતી પ્રજાને ધડો લેવા જોગ બને એમ ધારૂં છું.

જ્ઞાત ઉત્કર્ષ ચાહક, સેવક
**નાનાલાલ દેવશંકર યાજ્ઞિક.**
રાયપુર પખાલીની પોળ—અમદાવાદ.

## સ્વયંજ્યોતિ.



ઉર્ફે,

**નારાયણજી ગોવર્ધનરામ કણસારકર.**

તંત્રી, "ઔદીચ્ય પ્રકાશ."  જન્મ સંવત્ ૧૯૫૩.

*Anand P. Press. Bhavnagar.*

# औदिच्य रहस्य याने निरुपण

## आपण औदीच्यो पूर्वे अने हाल केटला ?

### * गुण—प्रतिष्ठा अने स्थिति *

### પ્રકરણ ૧ લું.

પૂર્વ કાળે આપણ ઉદિચ્યો કેવી સ્થિતિના હતા, હાલ આપણી કેવી સ્થિતિ થઈ છે. આપાણું ઉદિચ્ય સહસ્ત્ર નામ શાથી પડયું ? કોણે પાડયું ? તે તકે આપણ કેટલા હતા ? એક હતા કે ભિન્ન ? આપણો ધર્મ–નીતિ–આચાર–વિચાર–વિદ્યા સદાચાર અને વ્યવહાર તથા ઉદ્યોગ કેવો હતો ? તેમાં ફેરફાર કેમ થયો ? હાલની સ્થિતિ કેવી થઈ છે ? તે જાણુવાની સર્વત્ર જીજ્ઞાસા ઉદ્ભવેલી જોવામાં આવે છે. ઘણે સ્થળે ઘણા જ્ઞાતિ બન્ધુઓ તેવી પૂછપરછ કરે છે, ચર્ચા ચલાવે છે. જોકે વિદ્વાનોના જાણવામાં કેટલોક ભાગ હોય છે, પણ ઘણાક તો તદન અજ્ઞાત હોય છે. શહેરોના કરતાં ગામડાના બન્ધુઓ વધારે અજ્ઞાત જણાય છે.

આવી આધુનિક સ્થિતિ ચાલુ રહે તો જે "અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ" થતું જાય છે તે કાળે કરીને તદન અધોગતિને પામે એ નિઃશંક લાગશેજ.

આવી લાગણીને માટે આપણી ઉદીચ્ય સહસ્ત્ર બ્રહ્મ સમાજ સંવત ૧૯૪૮ ના ચૈત્ર માસમાં પ્રથમ ચાલુ થઈ ત્યાર પછીથી આપણમાં જાગૃતિ આવવા લાગી છે; અને પોતાની જ્ઞાતિ માટે જૂદે જૂદે પ્રકારે પોતાના સ્થળ માટે, પોતાના ભાગ વિભાગ અને સમવાય માટે, તથા આખા સમૂહ માટે પણ વિચારો ઉચ્ચારતા સાંભળીએ છીએ તથા તેના ઉપચારો થતા દશ્ય થાય છે.

પ્રથમ અમદાવાદ ખાતે અમુક યુવકોએ "ઔદિચ્ય હિતેચ્છુ" નામે સભા સંવત ૧૯૨૯ માં સ્થાપી–માસિક ચાલુ કીધું. બન્ધુઓમાં બન્ધુત્વની જાગૃતિ અને પ્રેરણા પ્રસરાવા માંડી. ત્યાર બાદ ઔદિચ્ય હિતેચ્છુ સભા માંહેના અમુકના પ્રોત્સાહનથી–પ્રબળ પ્રયાસથી ઠામ ઠામ સ્થાનીક સભાઓ મેળવવા ફ-રીને સામાન્ય વિચારો મેળવવા યત્ન કર્યા પછી "ઔદિચ્ય બ્રહ્મ સમાજ"

કેળવવાનો "ગુંડો" ઔદિચ્ય હિતેચ્છુ સભાને નામે જે ગૃહસ્થે પોતાના ત્રણ દિવસના ખર્ચથી ઉપાડયો, મંડપ ખર્ચ બીજા એક ગૃહસ્થને વિનંતી કરતાં સ્વીકાર કર્યો. અમદાવાદમાં બ્રહ્મ સમાજ ચાલુ થયો ત્યાર પછી આપણામાં જાગૃતિ આવવા લાગી. એટલે ઘણાંક મુખ્ય સ્થળોમાં પોતાની જ્ઞાતિ કેમ સુધરે ? ઉછરતી બાળ યુવક પ્રજામાં કેમ સુધારો થાય, અનિષ્ટ રૂઢીઓને કેમ અટકાવાય ? આપણામાં ધાર્મિક અને આર્થીક સુધારો કેમ થાય ? કન્યાઓ કેમ મળે ? સદાચરણો કેવી રીતે કેળવાય ? તેનાં સાધનો કેવી રીતે યોજવાં ? અગ્રગણ્યો કેવાને ગોઠવવા ? વિગેરે વિગેરે વિચારોની આપસ આપસમાં ચર્ચાઓ ઉદ્ભવી તેના પરિણામેઃ—

પોતાના સમવા કે સ્થળમાં સભા, મંડળી, હિત્તવર્ધક, હિતેચ્છુ, એવા નામથી કાર્યવાહક સંસ્થાઓ સ્થાપાઇ–સ્થપાય છે અને સ્થાપવાની યોજનાઓ થાય છે. ઉત્તેજકો–ઉત્તેજીત કરે છે તેથી ધન્યવાદને પાત્ર ઠરે છે પણ કાર્યવાહકો–અગ્રગણ્યો દીર્ઘદ્રષ્ટિ વાપરી શકયા નથી હોતા, તો તેવી સંસ્થાઓ ચોમાસાના આગીઆની પેઠે વિકાસી–ખીલીને અસ્ત થઈ જાય છે. હાંસી પાત્ર ઠરે છે. પરંતુ કાર્યવાહકો કુશળ હોય છે, દીર્ઘદ્રષ્ટિ વાળા હોય છે, દક્ષ હોય છે, ન્યાયથી વર્તનારા હોય છે, અને વ્યવહાર કુશળ હોય છે તેઓની સંસ્થાઓ વધારે ટકે છે, પ્રકાશે છે અને સિદ્ધિના લાભ ઘણા પ્રાપ્ત થાય છે.

### તેમ શ્રી વળા સ્થળઃ—

એટલે પૂર્વેનું વલ્લભિપુર નગર—જે પૂર્વે આખા ગુજરાતમાં અને પશ્ચિમ ભારત વર્ષમાં માન્યવંત ધનાઢ્ય નગર પ્રકાશિત હતું. જ્યારે ગુજરાતમાં રાજ્ય શાસન શ્રી દ્વારીકા પુરીમાં શ્રી યાદવ કુળાધિપતિનું હતું તે પટી ભાંગીને છેક અસ્ત વ્યસ્ત થઈ ગયું, બાદ બૌધ ધર્મીના પ્રસાર પણામાં ઈ૦ પૂ૦ ૪ થા સૈકામા શ્રી અશોક મહારાજાના પ્રતિનિધિ તરીકે "ભટ્ટાર્કે ગુર્જરાષ્ટ્રમાં વલ્લભિ નગરીમાં રાજ્ય શાસન સ્થાપ્યું અને મહાન રાષ્ટ્ર બનાવ્યું, તેમાંના પોતાના ૧૯ રાજ્ય કર્ત્તા સ્વતંત્ર થયા, બાદ વલ્લભિપુરની પડતી થઈ અને રાજ્યસ્થાન બદલાયું, છતાં મહાન ધનાઢ્ય તે વલ્લભિપુરની પ્રાચીન સ્મૃદ્ધિઓ, તેનાં ક્ષય પામેલાં દેવાલયો, ભવ્ય મકાનોના પાયા અને તેમાંથી મળતી રહેતી ચીજો-- વલ્લભિપુરની આગલી જાહોજલાલી ઉજ્વલ પ્રસિદ્ધ કરે છે. મતલબ કે હજુ પણ શોધકને દર્શન દેતી રહે છે, તે સ્થળને હાલ વળા કહે છે.

ગુર્જરેશ્વર મહારાજાધિરાજ મૂળરાજ સોલંકીએ જ્યારે ૫૦૦ ઉદીચ્ય સહસ્ર બ્રાહ્મણોને સિંહપુર–શિહોર અને તેની આસપાસમાં મળીને ૯૦ ગામો આપી

વસાવ્યા, તે શિહોર વિભાગી નામે સંવત ૧૦૫૯ થી પ્રસિદ્ધિ પામ્યા છે. તે ગામો પૈકીના ૧૦ મે નંબરે વળા નગરી–ભાતભાતનાં વૃક્ષો, ફુલો, સરોવરોનાં કમળો અને પાસેના ડુંગરોમાંથી કુદતી નાચતી આવતી મનોહર નદી વહે છે તે સ્થળ ૧૨ જણ જેઓ અગ્નિહોત્રાદિક ધર્મ કાર્યમાં કુશળ હતા તેમને સત્કાર પૂજન કરીને ૧૦૦ ઘોડા તથા આભૂષણો આપીને મૂળરાજે વસાવ્યાં હતા; તેમાં કુત્સસ ગોત્રવાળા ૧ રાવળ હતા, ચંદ્રાત્રી ગોત્રના ૧ વ્યાસ હતા ભારદ્વાજ ગોત્રના ૩ મહેતા હતા, શાંડિલ્ય ગોત્રના ૩ પંડ્યા હતા, કૌશિલ્ય ગોત્રી ૧ ત્રવાડી હતા, ગૌતમ ગોત્રી ૧ દવે હતા અને કશ્યપ ગોત્રવાળા ૨ મહેતા હતા મળીને ૧૨ ઋષિ બ્રાહ્મણો દાનગ્રાહી હતા.

આવી કુલિનતા વાળી વળા નગરીના કુળાધિક બ્રાહ્મણોને ગામ–ગરાસ પૂર્વજો તરફથી પ્રાપ્ત રએલાં હતાં આધુનિક રાજ્યાધિપ સાથે કાંઈક કલેશ વેઠવો પડયો હતો પણ હાલ ઉદ્યોગાર્થે શ્રી મુંબાઈ નિવાસ પામેલા વળા ઉદીચ્ય બન્ધુઓ પોતાની સહસ્ત્ર ઉદીચ્ય જ્ઞાતિના ઉત્કર્ષ અર્થે હાલમાં વળા હિત્તવર્દ્ધક મંડળ સ્થાપીને યત્ન કર્તા જોવામાં આવે છે.

પોતે વિચાર ધરાવે છે કે:—

"એજ અમારો આનંદ બન્ધુ–એજ અમારો જીવન લેખ,"
"સકળ બન્ધુની સેવા કરવી–એજ અમારો ભગવો ભેખ."

તેથી તેમણે જાહેરાત દ્વારા નિબંધ માગ્યો હતો તેનો સ્તુતિપાત્ર મહદ આશય એવો રાખ્યો જણાવ્યો હતો કે "પ્રાચીન અને અર્વાચીન– આપણી ઉદીચ્ય જ્ઞાતિનો મુકાબલો અને તેમાં થવા જોઈતા સુધારા"

આ નિબંધની મુદત સંવત ૧૯૭૩ ના આસો વદી ૩૦ ની હતી. તે મુદ્દત વિત્યા બાદ જાણવામાં આવ્યું તેથી પત્રથી સૂચના કરી કે નિબંધો લખાઈ આવ્યા હશે: ખબર મળી હોત તો કાંઈક લખત. જવાબમાં "જરૂર લખો" "તમો જ્ઞાતિ અનુભવી વૃદ્ધ તરફથી મળવા આતુર છીએ" ગમે તેટલો વખત થાય પણ લખો. ફરીને કાર્ડ પણ ઉત્તેજકનો મળ્યો જે તકે મારી વ્હાલી દીકરી પરણાવેલી પ્લેગથી તુરત ગુજરીગયાના સંકષ્ટમાં હતો છતાં મારી સૂચના એ મંડળને પસંદ પડી તે જાણીને કાંઈક લખીને કાંઈક જ્ઞાતિ સેવા કરવી એ સાર્થકતા છે તે સાથે મુદ્દાઓ લખીને તેમનું મત્ત પૂછતાં ઘણાજ ભાવ સહીત–પ્રેમથી પસંદગી દર્શાવી તેથી શરૂઆત કીધી છે.

૧ પ્રસ્તાવના—વળા ઉદીચ્ય સહસ્ત્ર બંધુ હિત વર્દ્ધક મંડળ, મુંબાઈની આકાંક્ષા.



## આપણી પ્રાચીન સ્થિતિનું ટુંક અવલોકન.

### પ્રકરણ ૨ જું.

પૂર્વે આપણે કેટલા માન્યપ્રદ હતા. પ્રજા રાજા અને મહારાજાધિરાજ પણ કેટલું સન્માન કરતા તેના દૃષ્ટાંતો બહુ ગ્રંથોથી મળે છે. એ પ્રથાનો હાલ કાંઇક અંશે ઝાંખો પણ દેખાવ પ્રજામાં અને હિન્દુ રાજ્યકર્તાઓમાં રહેલો દૃષ્ટિ ગોચર થાય છે પણ આ ઝાંખો પણ દેખાવ જો નષ્ટ થવા સંભવ થશે તો આપણી કેવી સ્થિતિ થશે? એ લાગણી સર્વત્ર વિદ્વત બ્રાહ્મણ સમૂહમાં જોવામાં આવે છે. એટલુંજ નહીં પણ અન્ય જ્ઞાતિઓના જ્ઞાતાઓમાં ખાસ પ્રકાશ પામવા લાગી છે આને માટે બ્રાહ્મણોએ ખસુસ ધ્યાન ખેંચવું ઘટે છે.

બન્ધુઓ! હાલ આપણે જુદે જુદે સ્થળે જઇને વસ્યા છીએ તેથી એક બીજાને પોતાપણું જણાવી કે જાણી શકતા નથી. જો કે ગુજરાતમાં આપણો ઉદીચ્ય શહસ્રનો મોટો જથ્થો–સમૂહ વસે છે. ગુજરાત એ મુંબાઈ ઇલાકાનો એક નાનો ભાગ છે, તો આખા હિંદુસ્તાનનો જુજ ભાગ કહેવાય. મુંબાઈ ઇલાકાની કુલ વસ્તી બે કરોડની ગણાઈ છે તેમાં બ્રાહ્મણોની કુલ સંખ્યા બે લાખની અંકાય છે તે પૈકી આપણે ઉદીચ્ય શહસ્ર બન્ધુઓ ૧,૫૦,૦૦૦ જેટલા ગણાયા છીએ.

અહાહાહા!!! બ્રાહ્મણોમાં પણ આ મ્હોટો ભાગ, બધા ઉપર કેવી અને કેટલી અસર કરી શકે? હિન્દુ પ્રજામાં પૂજનિક બધા બ્રાહ્મણોમાં મ્હોટો સ

મૂહ જેના આચાર વિચાર નીતિ ધર્મ અને સંસ્કાર બીજી પ્રજા ઉપર કેવી અને કેટલી મ્હોટી છાપ પાડે? એ અવલોકન કરવું જરૂરનું છે.

આખા ગુજરાતમાંનાં શહેરો, કસ્બા, મ્હોટાં નાનાં ગામો આપણી ઉદીચ્ય સહસ્ત્ર જ્ઞાતિ બન્ધુ વગર ભાગ્યેજ હશે. પ્રથમ તો શ્રી મૂળરાજાએ ૨૧૦ સ્થળો કે ગામમાં સ્થાન આપીને વસાવ્યા હતા પણ વૃદ્ધિ થતાં આખા ગુજરાતમાં મુખ્ય અને અન્ય હિન્દના ભાગમાં પ્રસાર પામ્યા અને નિવાસ કર્યો છે મૂળે એક હતા, રહેણી કહેણી એકજ હતી, આચાર વિચાર સમાન હતા, ધર્મ વૃત્તિ પ્રબળ હતી, પરાન્ન લેવું તે પરાકૃષ્ટ માનતા, અયોગ્યનું અન્ન લેવું તે ધર્મભ્રષ્ટ બનાવશે એ ઉપર ખુબ મનન કરતા, તેવાનો સંસર્ગ રાખવો એ અરૂચિકર હતું, નિત્ય-નિમિતીક ધર્મ કર્મમાં સદાનંદ વર્તન હતું, એથીજ તેમની “ મુખાકૃતિ ” જોતાંજ બ્રાહ્મણપણાની સ્પષ્ટ તેજોમય છાપ બીજાને આત્મ બોધ દેનાર દૃશ્ય થતી. રાજા અને પ્રજાને મહા મોહક અને મહદ્ ભક્તિ પ્રાપ્ત કરાવનાર પ્રિતી ઉત્પન્ન કરતી. બ્રહ્મ મૂહુર્ત એ તેમની ઉષાકાંત હતી. જુદા જુદા સ્થાને અરણ્યમાં કે વસ્તીમાં વસવા છતાં ઐકય વૃત્તિ પ્રબળ ધારણ પ્રવર્ત રખાતી, તેથી સર્વત્ર પ્રજામાં સર્વદા શ્રેષ્ઠ મનાતા. કાયિક અને માનસિક વૃત્તિઓ એક હતી. પૂજા-ધ્યાન-ધારણામાં જોડાયા રહેવા છતાં પ્રજા સુધારણા તરફ અહોનિશ પોતાની પરોપકાર વૃત્તિ ગતિમાન રાખતા હતા. જુવો ઋષિ પંચમી એ તેમનું સંમિલન હતું. જુદા જુદા સ્થળોમાં પ્રવાસ કરતાં તીર્થાટન કરતાં, પ્રજામાં રીતિ નીતિ અને ધર્મમાં દુષણ રૂપ જે જણાતું હતું તો તે ભાવિને માટે ધર્મ પ્રવર્તક નિયમ સ્થાપવાને માટે સંમેલનમાં ચર્ચા ઉપસ્થિત કરીને નિબંધ રૂપ ધર્મ ગ્રંથ લખતા તે પ્રવર્ત થતી, સર્વ માન્ય રચાતા, બહુમતે ઘડાતા, તે હજુ પણ માન્યની પ્રવૃત્તિ જોઇએ છીએ. સંમિલન પ્રાચીન નૈમિષારણ્ય હતું. ભોજનમાં ત્યાં મિષ્ટાન્ન નહીં પણ ખડધાન્ય સામો, નમાર, સર્વને માન્ય રખાતો જેથી મનોવૃત્તિ શુદ્ધ રહેતી. ઋષિપત્નીઓએ પતિવ્રત મુજબ ઋષિપંચમી વ્રત રાખેલું તે હજુ ચાલુ છે પણ ઋષિ [ બ્રાહ્મણો ] નું-અરે!! હવે તે કયાં તે તરફ લક્ષ પણ નથી.

## વળી બીજી પાછળની પરનાળિકાઓ અવલોકોઃ—

બાળક જન્મતો કે સદ્‌વર્તનના સંસ્કાર લાલન પાલનની સાથે આપતા ઉપવીત અપાયું કે સદ્‌ગુરૂને શરણે મોકલતા, ત્યાં વેદ, વેદાંગ, ધર્મકાર્ય, શુદ્ધ કર્મ, શરીર સંપત્તિ, કૃતિ, જ્ઞાન વૈજ્ઞાનાદિની પ્રાપ્તિ; એ મેળવ્યા પછીજ ગુરૂની રજા, પ્રેરણા મુજબ આજ્ઞા થતાં કુટુંબીક સહવાસમાં અગર આત્મિક ઉન્નતિમાં

( મહર્ષિ પદમાં ) દાખલ થવા બનતું. હવે એ કયાં છે? ઉપવીત દીધું કે તેજ દિને " બડવો રૂઠયો શેરી સુધી " એથી ધર્મ જ્ઞાન કયાંથી પ્રાપ્ત થાય?

આગલી આત્મ ઉન્નતિ અને નીતિ જુઓ— વસિષ્ઠ, વિશ્વામિત્ર, જમદગ્નિ આદિ મહાત્મા થઈ ગયા છે. શ્રી રામચંદ્રજીના પિતા દશરથ અને રામચંદ્રજીને બોધ વડે ધર્મ નીતિસહ રાજ્ય બંધારણ મિત્રત્વ રૂપે મહાત્મા વસિષ્ઠે સ્થાપી આપ્યું, પણ પોતે નિરાપેક્ષ્યજ રહેતા હતા. શ્રી વિશ્વામિત્રે તપોબળથી ત્રિલોક વ્યાપકતા મેળવી છતાં પોતે અલગ, શ્રી અગસ્ત્યે સમુદ્રનું પાન આ ચમન તુરત કરી દીધું, આ શું ઓછું આત્મબળ?

વળી શરીર અને બાહુબળ જુઓઃ— યુદ્ધ નીતિ રીતિમાં કુશળ પરશુરામે પોતાની એકલી જાતે બાહુબળ વડે આખા ભરતખંડના ક્ષત્રિઓને ફરી ફરીને એકવીશવાર મહાત કર્યા હતા. શ્રી ગુરૂ દ્રોણાચાર્યજીએ કેટલા બધા ક્ષત્રિઓને યુદ્ધ કાર્ય વિદ્યા કુશળ કર્યા હતા. અને કુરૂક્ષેત્રમાં મહાન ક્ષત્રિઓને પોતાના બાહુબળે સ્વર્ગ સેવતા પણ કર્યા હતા. શું એ બ્રાહ્મણ નહીં? કયાં અશ્વત્થામા, કૃપાચાર્ય, અને હાલની બાળ કેળવણી? ઉદીચ્યોમાં શૂરાતન છે, જુસ્સો છે, રાજ્ય કુશળતા છે, દક્ષતા છે. પણ કેળવણીની ખામીજ જણાશે.

જ્ઞાન સમીક્ષા તરફ જુઓઃ— વેદ વ્યાસના ગ્રંથો અવલોકો, પારાશર સ્મૃતિ જુઓ, મનુ ઋષિનાં ગ્રંથો અને સ્મૃતિ નિહાળો, સેંકડો અને હજારો વર્ષ વીતી ગયાં છતાં યુગકાળો વીતી ગયા છતાં હજુ એ સર્વ માન્ય વ્યવહારમાં, ધર્માચારમાં, રાજ્યનીતિમાં અને ધર્મ કર્મમાં કેટલી બધી કુશળતા હજુ પણ દર્શાવ્યા કરે છે? અરેરે! આપણે બ્રાહ્મણ આપણી આધુનિક સ્થિતી વિચારો, વડીલોએ મુકેલી મિલકત આપણે માટે રથાથી સમૃદ્ધિ રાખેલી છે, તેનો મેળ કાઢતાં-સંભાળી જોતાં પણ આવડતું નથી, તો વધારો શું કરીએ?

## આપણી પ્રાચિન જ્ઞાન સમીક્ષાનો ટુંકો દાખલોઃ—

પિતાશ્રી બ્રહ્માજી વિધિસહ ઘોર તપ આદરીને પ્રવર્ત્તતા હતા, ત્યારે પ્રથમ એકજ વેદ પ્રગટ થયો, જેમાંથી જૂદા જૂદા કારણે વ્યાસજીએ **ऋग, यजुर, साम, अथर्व** એમ ચાર ભાગ જુદા પાડેલા છે. તેમાં તેની કૃતિનાં સબળ કારણો છે પછી પદ-ક્રમ અને ૭ અંગ એટલે ૧ શિક્ષા, ૨ કલ્પ, ૩ વ્યાકરણ, ૪ નિરૂક્ત, ૫ જ્યોતિષ, અને ૬ છંદ એ ઉત્પન્ન થયા. ત્યારપછી ૧૮ પુરાણો ઉત્પન્ન થયાં જણાય છે, તેમાં પ્રથમ બ્રહ્મ પુરાણ માત્ર એકલું હતું. તે ઘણાં વિસ્તાર વાળું ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનાર હતું, તેમાં ૧૦૦ સો કરોડ

શ્લોક સંખ્યા હતી-પણ શ્રી નારાયણ મૂર્તિએ પ્રલય કાળ વખતે સર્વ પોતામાં લીધા પછી ૧૮ પુરાણો પ્રગટ થયાં તેમાં પ્રથમ ૧ બ્રહ્મપુરાણ ૧૦૦૦૦ શ્લોક સંખ્યાનુ, ૨ પદ્મ પુરાણ ૫૫૦૦૦ નું, ૩ ભવિષ્ય પુરાણ ૨૩૦૦૦ શ્લોકનું, ૪ શિવપુરાણ ૨૪૦૦૦ શ્લોકનું, ૫ ભાગવત પુરાણ ૧૮૦૦૦ શ્લોકનું, ૬ નારદીય પુરાણ ૨૫૦૦૦ શ્લોકનું, ૭ માર્કંડેય પુરાણ ૯૦૦૦ શ્લોકનું, ૮ અગ્નિ પુરાણ ૧૬૦૦૦ નુ, ૯ ભવિષ્યોતર પુરાણ ૧૪૫૦૦ શ્લોકનું, ૧૦ મું બ્રહ્મ વૈવર્ત પુરાણ ૧૮૦૦૦ નું, ૧૧ મું લિંગ પુરાણ ૧૧૦૦૦ નું, ૧૨ મું વારાહ પુરાણ ૨૪૦૦૦ નું, ૧૩ મું સ્કંદ પુરાણ ૮૧૧૦૦ નું ૧૪ મું વામન પુરાણ ૧૦૦૦૦ નું, ૧૫ મું કુર્મ પુરાણ ૧૭૦૦૦ નું, ૧૬ મું મત્સ્ય પુરાણ ૧૪૦૦૦ નું, ૧૭ મું ગરૂડ પુરાણ ૧૮૦૦૦ શ્લોકનું ૧૮ મું બ્રહ્માંડ પુરાણ ૧૨૦૦૦ નું એ રીતે ૪,૦૦,૦૦૦ ચાર લાખ શ્લોકની સમૃદ્ધિ પોતાના સુપુત્રોને માટે મુકેલી છે. પણ તેમના બ્રાહ્મણ પુત્રોમાં ઘણાજ જવલે તપાસી સંભારી જોનાર જોઈ શકાય છે. આ શું ? પ્રાચિન અર્વાચિન ભેદ ઓછો દૃશ્ય છે ? આ માત્ર એકજ ટુંક ટીપણુજ જોવા જાણવા બસ થશે.

*કુટુંબ કુશળતા તપાસો:—આખું કુટુંબ પોતાના વૃદ્ધ વડીલની આજ્ઞા તેજ કાર્યસિદ્ધિ માનતા હતા. આજ્ઞા યોગ્ય કે અયોગ્યનો પ્રત્યુત્તર રખાતો નહોતો, પોતાના પિતાની આજ્ઞા થતાંજ પરશુરામ જે મહા જ્ઞાની હતા, અને બળવાન હતા છતાં પોતાની માતા જનેતાનો શિરચ્છેદ કરવાને તત્પર થયા હતા ! ! ! વડિલોની મનોવૃત્તિ તેજ પોતાની ફરજ ધારતા હતા. સર્વ સમૃદ્ધિઓ વડિલની આશીશથી પ્રાપ્ત થશે એમ માનતા હતા. હવે ક્યાં ? પુત્ર પિતાને ના ગણે, પત્નિ પતિને ના ગણે, કુટુંબ કલહ તો હોયજ. જ્ઞાતિમાં સમૃદ્ધિ શાનીજ હોય ? કદાપિને જો હોય તો, પૂર્વજ ઋષિઓનું પૂર્ણ પુણ્ય ધારવું.

અહાર, વિહાર, વિચારો:—સાત્વિક અન્ન, કંદમૂળ, ફળ, કેટલીક વનસ્પતિનાં પાન, બાળ અને વૃદ્ધને ઉદ્ધારનાર અને આખી દુનિઆને પોષનાર

*અર્વાચીન કાળમા દરેક સ્થળે કુટુંબ કલહ વધારે પ્રમાણમા જણાય છે, પ્રાચીન ઋષિ મુનિઓ અને સાધ્વીઓનાં ચરિત્રોથી કુટુંબ વ્યવસ્થા જાળવવાનુ કોઈ સ્નાતક અને પવિત્ર સ્ત્રી-પુરૂષો શીખી શકે છે, પણ મન, શરીર અને આત્માને સંપ અને સ્નેહથી વિમુખ કરી એક દિલથી સમયસૂચક ને દીર્ઘદૃષ્ટિથી પણ હિન્દુ ગૃહ સંસાર ચાલી શકતો નથી એ ઘણુંજ ખેદપ્રદ છે; આશા છે કે શિક્ષિત સમાજમાં ગુણસુંદરી જેવાં પાત્રો પ્રગટે અને દરેકનો ગૃહ સસાર સાચા સ્નેહને સંપથી સમવાય તો તેથી દરેકનો ઉત્કર્ષ સાધવામા સરળતા થઈ શકશે એમ અમારૂં માનવુ છે. સ્વયંજ્યોતિ

ગૌમાતાનું સેવન, તેનું દૂધનું પ્રાશન એ મુખ્ય અનુસરવામાં આવતું. મનોવૃત્તિઓને હલાવનાર જે તામસી ખોરાક તે તરફ વૃત્તિ થતીજ નહીં, તો અન્ય તરફ તો જોવાનું હોય ? પણ પોતાની ધર્મ પત્ની તરફ ઋતુકાળ સિવાય સંગ રાખવો તે હાનિજ માનતા હતા. એથી ઇચ્છિત વંશ વૃદ્ધિ પ્રાપ્ત થતી હતી. સ્વાન માંઝાર વૃત્તિ સ્વપત્નિમાં પણ થતી નહીં. પશુ–પક્ષીઓ પણ ઋતુ કાળ ભાદ્રપદ કે કાર્તિક સિવાય ગણતાં નથી. મનુષ્યોથી તો અન્ય દોષ બનેજ કેમ ? તેમાં પણ ધાર્મિક દિવસો વર્જ થવા જોઇએ એ ખાસ ધ્યાન અપાતું હતું. પોષણ માટેના ઉદ્યોગ નિર્દોષ આચરતા તેથી ખેડુત તથા અન્ય પ્રજા અને રાજાની સહાયતા મળતી હતી. જેવી ધર્મ આસ્થા તેવી પ્રવૃત્તિ હોય છે, ઉદ્યોગ અને વાણી નિખાલસપણે ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખીને વાપરતા, છળ પ્રપંચ, કુટિલતા, ધૂર્તતાથી દૂર રહેવું ગમતું, ધાર્મિક મહાત્માની ચિકિત્સા સદા સર્વદા કરતા રહેતા, ઉપરનો ઢોંગ ડોળ કરનારને તુર્ત તોડી પાડતા. દાંભિકતાની પરીક્ષા થતી. સાત્વિક ધર્મજ્ઞોને ધર્મપ્રવર્તકોને ઉત્તેજન આપવું પ્રિય હતું, પ્રેમ પરીક્ષા મુખાકૃતિ ઉપરથી કરી શકતા, વાણી કરતાં કૃતિ સાફલ્ય સ્નેહ યુકત ગણાંતી. વડીલોનો સદાચાર ધર્મ તેજ પોતાને સાનુકુળ ધર્મ ગણાતો. જ્ઞાન મેળવ્યા સિવાય અન્યના ડોળમાં ફસાતા નહિ. એવી પ્રાચીન શ્રેણી આધુનિક હવે કયાં? બાપના કુવામાં શું બુડી મરીએ ? તેવા ઉદ્ગાર હવે સાંભળતાં જોવાશે.

ગુર્જર મહારાજા બિરાજે ગુજરાતમાં ઘણા સત્કાર અને સ્નેહથી વસાવ્યા ત્યારે આપણે એકજ આચાર, વિચાર, ને કરણીના હતા, પણ હિન્દમાં ક્ષત્રિય રાજ્ય નષ્ટપ્રાય સ્થિતી જેવું થયું. મુસલમાની અમલનો જુલ્મ જોરથી અસહ્ય લગભગ ૮૦૦ વર્ષ સુધી વેઠવો પડયો હતો તેથી એકતાનો સંબંધ તુટવા લાગ્યો, એકયતામાં હાનિ થવા માંડી. મ્હોટાં સંમિલનો સંકોચાયાં, પોતાની કન્યા પણ બીજે દુર આપવા લેવામાં હરકત એટલી બધી હતી કે, કન્યાને જોર જુલમથી છીનવી લેવા જેવો ભય લાગતો હતો, તેથી નજદીકનાં ગામોમાં ફાવતી રીતે અપ્રસિદ્ધ રીતે લગ્ન થતાં. મ્હોટી કન્યા થવા દેવાનો ચાલ બંધ પડયો. છતાં સ્વ ગોત્ર ગમન ન થાય તેવી કાળજી અવશ્ય રખાતી હતી. ભૂલેચૂકે તેની દુર્દશા થતી. એથીજ બાળ લગ્નને લીધે કેળવણી મળતી કમી થઈ. કેળવણી તરફ પણ અંકુશ પડતો હતો. ધાર્મિક કેળવણી અને ક્રિયા છુપી રાખવી પડતી. ધર્મ સ્થળોમાં ધર્મ ક્રિયા પણ ફીકર અને બીહીકથી ઢુંકી ચલાવવી પડતી હતી તેથી આપણું ધર્મ જ્ઞાન કમી થતું ચાલ્યું. શ્રી સિદ્ધપુરમાં ભવ્ય મહાન મહારૂદ્રાલય હતો. રૂદ્ર એટલે અગિઆર અગિઆર માળ

વાળો પથ્થરનો બાંધેલો મંડપ હતો, દરેક માળમાં ૧૦૦ સો ખંડ હતા અને દરેક ખંડમાં ૧૦૦ સો શિવાલય સ્થાપન એમ ૧૦૦૦ શિવલિંગ વેદ મંત્રોવડે સ્થાપિત કરેલાં હતાં. નીચેનો માળ બેઠકનો ખાલી હતો, દરેક શિવ મંડપને પરિક્રમણા કરતી હતી. આખી દુનિઆમાં આવું ભવ્ય શિવાલય બીજે ભાગ્યેજ જણાશે. તેને અલાઉદ્દીન ખિલજીએ તોડયું, કહે છે કે તેનો હાલ એકજ સ્થંભ ત્રણ માળનો ઉભો રહેલો છે. ત્યાં મસજીદો બની છે. બ્રાહ્મણોને વટલાવ્યાથી સવામણ જનોઈ ઉતરેલી કહેવાય છે. જે બ્રાહ્મણોને વટલાવ્યા તે વહોરા કોમ બની છે. તેમની અટકો હજુ ત્રવાડી, પંડયા, જાની, આદિક જણાય છે. આપણી આર્થિક દશા પણ કમી થઈ ગઈ. તેના પ્રતાપે આપણે નષ્ટપ્રાય થયા છીએ. આપણે આપણા આચાર વ્રતમાં સંકોચ પામ્યા છીએ તેમ બીજાના પણ તપાસ કરતાં જણાશે કે, મહાન લડાયક કુશળ શૂરવીર જાતિ ક્ષત્રિઓ પોતાની કન્યાઓને માન્યવંત સ્વયંવરથી પ્રથમ પરણાવતા હતા, તેને બદલે કન્યાને લઈને છુપી રીતે સામે પગલે વરના ગામ અને ઘર સુધી જઈને અગર ખાંડાની ( તલવારની ) સાથે પરણાવવાની પ્રેરણા ફરજ ધારવી પડેલી જાણીતી ચાલુ છે.

હિન્દુઓમાં જાદરની કાંચળી કન્યાને પરણતી વખતે પહેરાવવાની ફરજ કે ધર્મ તરીકે મુસલમાની સરેહ મુજબ ઘણું ભાગે એક ઘડીને માટે પણ ચાલુ છે.

પોષાકમાં પણ તદ્દન ફેરફાર થઈ ગયો જણાશે. રાજ્યકર્તાના અમલમાં તેમની રીત અંગીકાર કરવી પસંદ અને માન્યપ્રદ લાગતી તેથી રાજ્ય અમલના પોષાકો દાખલ થયા છે અને તેમ થતા જતા જોવાય છે.

પ્રિય બન્ધુઓ ! સમયને માન આપવું એ પોતાની ફરજ છે, પણ આપણો ધર્મ, આચાર, સદ્‌વૃત્તિ છોડવી યોગ્ય લાગશે નહીં. વડીલોની કહેવત છે કે - "દેશ છોડવો પડે તો ભલે પણ વેશ, આચાર, ધર્મ છોડવો નહીં." એથી પરિણામ સંતોષમાં આવે છે.

આપણા ઉપર હાલમાં શાંતિનું બ્રિટીશ મહારાજ્ય સ્થપાએલું છે, માનવંત મહામાયારૂપ માતુશ્રી શ્રી વિકટોરિઆ માજીના હાથમાં સત્તારૂપ રાજ્ય પ્રવર્ત થયું હતું, ત્યારથી હાલ સુધી પ્રજામાં સંતોષ ફેલાએલો છે. પોતાના ધર્મમાં ઉન્નતિ કરો, પોતાના જ્ઞાનમાં ઉન્નતિ કરો, ધંધા રોજગારમાં ઉન્નત થાઓ, પોતાની જ્ઞાતિને ઉન્નત કરો, અને દરેક વાતે સુખ સંપત્તિ ભોગવો એવી પ્રથા ચાલુ થઈ છે. કોઈથી જોર જુલમ થતો નથી. ધાડીઆ અને ચોરનો જુલમ રહ્યો નથી.

આવા સંજોગમાં હવે પોતે અને પોતાની જ્ઞાતિ ઉચ્ચ સ્થિતિમાં આવે તેવી યોજના આદરવી એ ખરેખર મહત્વનું કાર્ય છે, અને એવું આચરણ કરવું એ જ્ઞાતિના દક્ષ આગેવાનોની ફરજ છે. એક હાથે તાળી પડતી નથી, સમય ગયો ફરી મળતો નથી. પશ્ચાત પસ્તાવો તે વિમૂખ થવાની નિશાની છે. દરેક જ્ઞાતિ પોતાની ઉન્નતિની ચળવળમાં જાગૃત થઈ ગઈ છે. આપણી સહસ્ત્ર ઔદીચ્યની જ્ઞાતિએ સૌથી પહેલાં સંવત ૧૯૪૮ ના ચૈત્રથી જાગૃતિમાં આ-વવાને માટે ૨૮ વર્ષમાં ૧૪ સંમિલનો કરીને પોતાનો યત્ન આદરેલો છે. અમદાવાદ મધ્યેના અમુકની પ્રેરણાથી સંમિલન શરૂ થયું હતું, તેમણે પોતે ૩ ત્રણે દિવસનું ભોજન ખર્ચ, બીજાને બોધથી તેમણે મંડપ ખર્ચ આપી સમાજ મેળવ્યો હતો. સારા કામને સો વિઘ્ન નડે તેમ બનેલું વેઠયું હતું. હજુ વધારે સુધારા વધારામાં સમાજ આવે તેમ ઈચ્છે છે. શરીર સંપત્તિ ઘટવાથી જાતે દર્શન થવું દુર્લભ છે. ત્રીજી મુંબાઈમાં સમાજ સિદ્ધપુર ખાતે ચોથી, સમાજમાં ઉદીચ્ય બ્રહ્મ સમાજના* ઉત્પાદકને મુંબાઈએ પોતાની સ્તુત્ય ગણના દર્શાવીને જાહેર કરેલું દ્રશ્ય છે.

હવે ઉદિચ્ય બ્રહ્મ સમાજે કયા કયા માર્ગ યોજવા જરૂર છે, તે છેલ્લા ૧૦ મા પ્રકરણમાં દર્શાવાશે પણ આપણ બ્રાહ્મણોની મૂળ ઉત્પત્તિ સંક્ષેપમાં પણ તપાસી જુઓ, ઘણો કાળ વીતી ગયો છતાં પોતાના મૂળ પુરૂષ અને તેમના માનવંતગણોને ભૂલ્યા નથી. દરેક ધર્મ કાર્ય વખતે સંભાળીને રજુ ધારીએ છીએ અને ધર્મ કાર્ય કરીએ છીએ તેથીજ મૂળ ગોત્રમાં ભિન્નતા થવા પામી નથી. ભૂલ્યા તેને તેમ થયું જણાશેજ.



## ब्राह्मणोनी उत्पत्ति अने प्रकार.

### પ્રકરણ ૩ જું.

આ દુનિઆમાં અનેક પ્રાણી ઉત્પન્ન કરેલાં છે તેમાં મનુષ્ય પ્રાણી સર્વો-ત્તમ છે. કેમકે તે ધર્મ નિતી અને જ્ઞાન ધરાવી શકે છે, તેમાં વળી બ્રાહ્મણો પોતાને સર્વ શ્રેષ્ઠ ગણાવે છે તેનુ કારણ આ સૃષ્ટિના ઉત્પન્ન કર્ત્તા શ્રી બ્રહ્મા-જીના મુખથી તે ઉત્પન્ન થયેલા છે. સર્વ શરીરમાં બીજાં અંગો કરતાં મુખ

---

* આ સમાજ મેળવવાની પ્રેરણા કરનાર લેખક ભાઈ ન્હાનાલાલને સમાજ તરફથી પદક મળેલ છે એ તેમના સંક્ષિપ્ત જીવન ચરિત્રમાં આવી જાય છે.

—સ્વયંજ્યોતિ.—

એ ઉત્તમ અંગ છે. ઉત્તમથી ઉત્પન્ન થયેલા ઉત્તમજ હોવા જોઇએ. જ્યારે સર્વ જળમય સૃષ્ટિ હતી, ત્યારે શ્રી પરમાત્મા પ્રભુની જિજ્ઞાસા થવાથી પ્રથમ શ્રી બ્રહ્માજી ઉત્પન્ન થયા. જીવમય સૃષ્ટિ ઉત્પન્ન કરવાની આજ્ઞા થતાં પોતાના પુત્રો બ્રહ્માજીએ ઉત્પન્ન કર્યા તેનાં નામ.

जमदग्नि र्वसिष्ठोऽत्रि र्विश्वामित्रोश्च गौत्तमः ।
भारद्वाजः कश्यपांत्योऽगस्त्यश्च गोत्रिणः स्मृताः ॥ १ ॥

( ૧ ) જમદગ્નિ, ૨ વસિષ્ટ, ( ૩ ) અત્રિ, ( ૪ ) વિશ્વામિત્ર, ( ૫ ) ગૌતમ, ( ૬ ) ભારદ્વાજ, ( ૭ ) કશ્યપ, ( ૮ ) અગસ્ત્ય આ આઠના અને કોઇક છેલ્લા સિવાય સાતના વંશના સર્વે બ્રાહ્મણો પોતે છે, એમ ખાત્રીથી માને છે. એટલે મૂળ બ્રહ્માથી ઉત્પન્ન થયેલા, એક પિતાના વંશજો અને વૃદ્ધિ થતાં મૂળ ઋષિઓના કુટુંબિકોના જેઓ બ્રાહ્મણો હશે, તે હક્ક દાવો રાખી શકે છે; તો તેમણે પોતાની કુટુંબિક માહિતી જાણવા સારૂઃ—

गोत्र शाखाऽवटंकांश्च वेदान् प्रवरान् शिवान् ।
गणपतिं भैरवो देवी नव जानाति वाडवाः ॥

અર્થ કે, જેઓ બ્રાહ્મણપણાનો દાવો રાખતા હોય તેમણે પોતાનું ( ૧ ) ગોત્ર. ( ૨ ) શાખા, ( ૩ ) અટક, ( ૪ ) વેદ, ( ૫ ) પ્રવર, ( ૬ ) શિવ. ( ૭ ) ગણપતિ, ( ૮ ) ભૈરવ, ( ૯ ) પોતાની કુળદેવ્યા એ નવની માહિતી અવશ્ય સ્મરણમાં રાખવી જોઇએ, કેમકે નિત્ય નૈમિતીક કર્મમાં પણ તેની જરૂર પડે છે.

[ પણ ] સંધ્યા પૂજા સાંતીડું, કોદાળી ખટકર્મ,
ઘેર હોય બે આખલીયાં, તો રહે બ્રાહ્મણનો ધર્મ.

એમ વર્તનવાળા છે તથા એ શી કડાકૂટ, એમ ધારનારા છે તેમને તો મિથ્યાજ લાગશે.

ઉપરના અષ્ટ ઋષિઓના વંશમાં જે જે મહા વિદ્વાન થયા અને નકારવા તેઓ પ્રવર રૂપે તે ગોત્રમાં ગણુ ગણાયા છે, જુઓ ઋષિ કહે છે કે—

श्रोतव्यं नृप सावधान मनसा सत्पर्षियो गोत्रिणः ।
तेषां पौत्र सुताश्च पस्य मनुयः श्रेष्ठांवं ब्रुवश्चये ॥ ३ ॥
ते सर्व प्रवरान्ते ध्वनुप्रवेत् साम्ये विवाहः क्वचिदत् ।
पंचानां त्रिषु बाहुषु समकृतं भगवादि वर्गेन्त्रिदं ॥ ४ ॥

મન સાવધાન રાખીને હે મહારાજા! સાંભળો, બ્રહ્માથી ઉત્પન્ન થયેલા સપ્ત ઋષિયોના વંશમાં જે પુત્રો અને પૌત્રો મધ્યે ઘણા સારા મંત્રવેત્તાઓ વિદ્વાનો થઈ ગયા તેઓજ પ્રવર કહેવાયા છે, માટે જેમાં પ્રવરોનું મળતાપણું આવતું હોય તેઓ એકજ કુટુંબિ ગણાય છે. તેઓમાં કન્યા આપવા લેવાનું બને નહિ. છતાં જો કોઈ તેમ કરે તો ગોત્ર ગમનનો મહા દોષ લાગે છે, અને કુળક્ષય થવાની ધાસ્તી અવશ્ય ગણાય છે.



## બ્રાહ્મણના ઉંચ નીચપણાના પ્રકાર.

બ્રાહ્મણોને ઉચ છે કે નીચ છે તે ગણવાનો તેમના ગુણ કર્મ ઉપર આધાર રાખીને શાસ્ત્રકારોએ નીચે પ્રમાણે ગણના કરી છેઃ—

वापी कूप तडा गानामा राम सुरवेश्म नाम् ।
उच्छेदने निराशंकः सविप्रो म्लेच्छ उच्यते ॥ १ ॥

મતલબ કે, વાવ, કૂવો, તલાવ, વાડી, અને દેવાલયને ( સમારવાને બદલે ) ભાંગવામાં તત્પર રહે તેવી બુદ્ધિવાળા બ્રાહ્મણને મલેચ્છ કહે છે.

देव द्रव्यं गुरू द्रव्यं परदाराऽभिमर्षणम् ।
निर्वाहः सर्व भूतेषु विप्रश्चान्डाल उच्यते ॥ २ ॥

અર્થ કે, દેવ અને ગુરૂના પૈસાને હરનારો, પરસ્ત્રીગામી. સર્વ વાર્ગુની યાચના કરનારો, એવી બુદ્ધિવાળા બ્રાહ્મણને ચાંડાલ જાણવો.

लाक्षादि तैल निलीनां कौसुम्भ सर्पिष्याम् ।
मधु विक्रेता मद्य मांसानां सविप्रः शूद्र उच्यते ॥ ३ ॥

લાખાદિ એટલે મિઠું, રસ વિગેરે તેલો, ગળી કસુંબીનાં ફૂલો, મધ, ઘી, મદિરા. અને માંસ વેચનારને શુદ્ર વૃત્તિનો બ્રાહ્મણ જાણવો.

परकार्य विहंताच दाम्भिकः स्वार्थ साधकः ।
छल द्वेषी मृदुक्रूरो विप्रो मार्जारि उच्यते ॥ ४ ॥

પર કાર્યનો નાશ કરનારો, દાંભિક, માત્ર પોતાનોજ સ્વાર્થ સાધનારો. કપટી, દ્વેષ કરનારો અને ઉપરથી સરળતા બતાવીને ઘાતકી કર્મ કરનારો એવી બુદ્ધિવાળાને બિલાડાંવૃત્તિ રૂપ બ્રાહ્મણ જાણવો.

लौकिके कर्मणि रतः पशुनां परिपालकः ॥
वाणिज्य कृषि कुर्वाणः सविप्रो वैश्य उच्यते ॥ ५ ॥

લોક સંબંધી કામમાં તત્પર રહેનારો, પશુનું પાલન કરનારો, વેપાર અને ખેતીનું કામ કરનારો, એવાને વૈશ્ય વૃત્તિ રૂપના બ્રાહ્મણ જાણવો.

एकोऽहारेण संतुष्टः षट् कर्म निरतः सदा ॥
ऋतु काला भि गामीच, सविप्रो द्विज उच्यते ॥ ६ ॥

એક વખતના આહાર વડે રહીને સંતોષ માનનારો. ષટ કર્મ એટલે સ્નાન સંધ્યા, જપ, દેવ પૂજન, તર્પણ, અને વૈશ્વદેવ વિગેરે ષટકર્મ કરનારો તથા પોતાની ધર્મ પત્નિના **ઋતુ સમયેજ** ગામિ સંગ કરનારો એવી વૃત્તિનો બ્રાહ્મણ **દ્વિજ** જાણવો.

अकृष्ट फल मूलानि वनवास रतः सदा ॥
कुरुतेोऽहरहः श्राद्धं ऋषि विप्रः स उच्यते ॥ ७ ॥

પોતાની મેળે પાકેલાં (કૃષી, ખેતીથી નહિ), ફળ મૂળ ખાનારો, વનવાસ કરનારો, નિત્ય શ્રાદ્ધાદિક કર્મ કરનારો એવી વૃત્તિ વાળાને **ઋષિ** બ્રાહ્મણ જાણવો.

सावित्र्या वाऽपि गायत्र्या संध्योपासन वर्जितः ।
अज्ञानो क्लिष्ट कर्माणो ब्राह्मणो नाम धारकः ॥ ८ ॥

જે બ્રાહ્મણ વિદ્યા વગરનો, ગાયત્રી જપ નહિ કરનારો, સંધ્યાદિક ક્રિયાનો ત્યાગ કરનારો, ઈશ્વર સંબંધી જ્ઞાન વિનાનો. નિંદીત કર્મ કરનારો હોય, તે માત્ર નામધારક બ્રાહ્મણ છે એમ જાણવું. વળી—

धर्म ध्वजाः सदा लुब्धः छलाद्मिको लोक दम्भकः ।
वैडाल वृत्तिको ज्ञेयो हिंस्रः सर्वाभि सारकः ॥ ९ ॥

લોભને માટે ધર્મ પ્રકાશ જણાવનારો, છળ કરનારો, ખોટો ઢોંગ દેખાડનારો ઘાતકી કૃત્ય કરનારો એવાને બિડાલ=બિલાડા વૃત્તિનો બ્રાહ્મણ જાણવો. તથા—

अधो दृष्टि नैष्कृतिकः स्वार्थ साधक तत्परः ।
शठो मिथ्या विनीतश्च बकः वृत्ति चरोद्विजः ॥ १० ॥

જે નિચું જોઈને નિચું કામ કરનારો છે, પોતાનોજ અર્થ સાધવામાં ત-

त्पर रहेनारो छे, मूर्ख छे, जूठी नम्रता बतावनारो छे तेवाने बगला वृत्तिनो ब्राह्मण जाणवो. परंतु—

ज्ञान कर्मोपासनाभि र्देवता राधने रतः ।
शांतो दांतो दयालुश्च ब्राह्मणश्च गुणैः स्मृतः ॥ ११ ॥

जे ब्राह्मण ज्ञानवान छे, कर्म तथा उपासनाए करीने ईश्वर स्मरण करवामां पूर्ण प्रेमवान छे, शांत वृत्तिवाळो छे, जीतेंद्रिय छे, दयाळु छे, तेज खरो ब्राह्मण जाणवो, वळी—

सत्यं दान मथा द्रोह, अनृशस्यं तपोघृणा ॥
तपश्च दृश्य ते यत्र, सब्राह्मण इति स्मृतः ॥ १२ ॥

जेनामां सत्य, दान, अद्रोह, अक्रुरता, लज्या, दया तथा ईद्रिय निग्रह देखातां होय तेवी वृत्तिनांने खरो ब्राह्मण कहेवो.

क्रोधः शत्रुः शरीरस्थो, मनुष्याणां द्विजोत्तमः ॥
यः क्रोध मोहौत्यजति, तंदेवा ब्राह्मणं विदुः ॥ १३ ॥
योव देदिह सत्यानि, गुरू संतोषयेतच ॥
हिंसितश्च नहिंसेत, तंदेवा ब्राह्मणं विदुः ॥ १४ ॥
यस्य चात्म समो लोको, धर्मज्ञस्य मनस्विनः ॥
सर्वे धर्मेषु चरत, स्तंदेवा ब्राह्मणं विदुः ॥ १५ ॥
जितेंद्रियो धर्म परः स्वाध्याय निरतः शुचिः ॥
काम क्रोधौ वशेयस्य, तंदेवा ब्राह्मणं विदुः ॥ १६ ॥

मतलब के, क्रोध अने मोह ए माणसना शरीरमां रहेनारा शत्रु छे, माटे जे ब्राह्मण क्रोध अने मोहने तजे छे, सत्य बोलनार छे, गुरु (वडील) ने संतोष आपनारो छे, दुःख देनारने सामो दुःख देतो नथी, ईद्रियोने वशमां राखे छे, स्वधर्म सारी रीते पाळे छे, हमेश धर्मज्ञान मेळववामां तत्पर रहे छे, अने (कायिक–वाचिक–मानसिकपणे) शुद्ध रहेनारो छे, क्रोध अने कामने वश करे छे, धर्मज्ञपणे वर्ते छे, पोते मनस्वी होय छे तो पण सर्व लोकने पोताना गणे छे, एम सर्व प्रकारनां धर्माचरणथी वर्ते छे तेने देवलोको पण खरो ब्राह्मण गणे छे.

वळी मत्स्य पुराणमां सौथी श्रेष्ठ ब्राह्मण ब्रह्मचर्य तप वाळाने गणेलो छे.

ब्रह्मचर्यादि ब्राह्मणस्य, ब्राह्मणत्वं विधीयते ॥
एव माहुः परे लोके, ब्रह्मचर्य विदोजनाः ॥ १७ ॥

ब्रह्मचर्ये स्थितं धैर्यं, ब्रह्मचर्ये स्थितं तपः ॥
ये स्थिता ब्रह्मचर्येषु, ब्राह्मणा दिवि संस्थिताः ॥ १८ ॥

એનો સત્ય જણાશે કે, બ્રાહ્મણે બ્રહ્મચર્ય પાળવું એજ બ્રાહ્મણત્વતાનો મુખ્ય નિયમ છે એવું ઋષિઓ અને મુનિયોનું વચન છે. બ્રહ્મચર્યમાં જેનું ધૈર્ય છે એટલે જેમણે બ્રહ્મચર્યનુ તપ કર્યું છે તેઓજ લાંબા આયુષ્યવાન હોય છે અને આ લોકમાં રહ્યા છતાં સ્વર્ગલોકને વિષે રહ્યા જાણવા.

नाऽस्तियोग विना सिद्धिर्न वासिद्धी विनायशः ॥
नास्ति लोके यशो मूलं ब्रह्मचर्यात्परं तपः ॥ १९ ॥

મતલબ કે, યોગાભ્યાસ કર્યા વિના સિદ્ધિઓ મળતી નથી. ( યોગ એટલે **यम, नियम, आसन, प्राणायम, प्रत्याहार, धारणा, ध्यान** અને **समाधि** મળીને **अष्टांग योग छे ते** ) યોગથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે અને સિદ્ધિ પ્રાપ્ત કરવાથી યશ મળે છે માટે યશનું મૂળ બ્રહ્મચર્ય વગર બીજું નથી તેથીજ બ્રહ્મચર્ય છે તેજ મહાન્ તપ છે.

ઉપરના વર્ણન ઉપરથી નીચ અને ઉંચપણાના ગુણોવાળા બ્રાહ્મણો તથા ખરા બ્રાહ્મણોના ગુણો અને તેમનામાં રહેતી તપશ્ચર્યા વડે પ્રાપ્ત થતી સિદ્ધિઓ અને યશ એ ધ્યાનમાં લેવા યોગ્ય થશે. માટે પોતાનુ સદ્વર્તન તરફ લક્ષ રાખીને યશ સિદ્ધિ પ્રાપ્ત કરવી એજ ખરૂં બ્રહ્મત્વપણું સાબિત ઠરે છે.

પૂર્વે આવા ગુણજ્ઞ બ્રાહ્મણો હોવાથી તેમના ગુણોવડે પ્રજા અને રાજામા કેવી કેટલી માનનિય પ્રતિષ્ઠા હતી તે હવેના બ્રાહ્મણોની પ્રાચીન પ્રતિષ્ઠા પ્રકરણમા તપાસીએ.

---

# ब्राह्मणोनी प्राचीन प्रतिष्ठा.

## પ્રકરણ ૪ થું.

આપણ બ્રાહ્મણો પ્રજામાં, રાજામાં અને દેશ પ્રદેશમાં સર્વત્ર સ્થળે માનવંત અને પ્રસંશાપાત્ર હતા, અને શ્રેષ્ઠ અને પૂજનિક મનાતા હતા. બ્રાહ્મણો નિઃસ્પૃહ રહેતા છતાં તેમનુ પોષણ થતું, ધર્મ ધ્યાનમાં સદા સર્વદા મગ્ન રહેતા તેથી રાજા કે પ્રજા કોઈ બ્રાહ્મણની આમાન્યા લોપતું નહીં તે નીચેની હકીકતથી જણાશે.

धर्मस्य ब्राह्मणो मूलं, अग्रं राजन्य उच्यते ॥

બ્રાહ્મણો છે તે ધર્મનું મૂળ છે અને ક્ષત્રિય છે તે શિખર તુલ્ય છે.

भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणिनां बुद्धि जिवीनः ॥
बुद्धि मत्सुनराः श्रेष्ठाः नरेषु ब्राह्मणाः स्मृताः ॥ १ ॥

આ સૃષ્ટિમાં સર્વ સ્થાવર અને જંગમ પદાર્થો છે તેમાં પ્રાણિઓ શ્રેષ્ઠ છે. અને પ્રાણિઓમાં જે બુદ્ધિમાન પ્રાણી છે તે શ્રેષ્ઠ છે, બુદ્ધિમાન પ્રાણીમા મનુષ્યોની જાતિ શ્રેષ્ઠ છે અને મનુષ્યોમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે.

ब्राह्मणेषु च विद्वांसो, विद्वत्सु कृत बुद्धयः ॥
कृत बुद्धिषु कर्तारः कर्तृषु ब्रह्म वेदिनः ॥ २ ॥

બ્રાહ્મણોમાં જે વિદ્વાન હોય તે શ્રેષ્ઠ છે, વિદ્વાનોમાં શાસ્ત્રમાં કહેલાં ધર્મ કર્મમાં જાણનાર શ્રેષ્ઠ છે અને ધર્મ કાર્ય જાણનાર કરતાં ધર્મ કાર્ય કરનાર શ્રેષ્ટ છે પણ ધર્મ કાર્ય કરનાર કરતાં બ્રહ્મને જાણનાર શ્રેષ્ટ છે.

उत्पत्ति रेव विप्रस्य, मूर्ति धर्मस्य शाश्वति ॥
सहि धर्मार्थ मुत्पन्नो, ब्रह्म भूयाय कल्पते ॥ ३ ॥

બ્રાહ્મણનો જન્મ છે તેજ કોઈ ધર્મનો સતત અવતાર છે. કારણ કે:— બ્રાહ્મણનો જન્મ છે તે ધર્મને અર્થે અને મોક્ષ પહોંચાડવાને અર્થે ઉત્પન્ન થએલો છે. પૂર્વના પ્રબળ પુણ્યથી મનુષ્યોમાં બ્રાહ્મણના અવતાર મળે છે

ब्राह्मणो जाय मानो हि, पृथिव्या मधि जायते ॥
ईश्वरः सर्व भूतानां, धर्म कोशस्य गुप्तये ॥ ४ ॥

બ્રાહ્મણ જન્મે છે ત્યારથી પૃથ્વી ઉપર શ્રેષ્ટ ગણાય છે, અને તે સર્વ પ્રાણીઓનો ઉપરી છે. ધર્મ રૂપી ભંડારનું રક્ષણ કરવાનું કામ એને સોંપાએલું છે.

देवाधिनं जगत्सर्वं, मंत्राधिनं च देवताः ॥
ते मंत्रा ब्राह्मणाधिना, ब्राह्मणो मम दैवतम् ॥ ५ ॥

આ આખું જગત દેવતાઓને આધિન છે પણ દેવતાઓ મંત્રોને આધિન છે પરંતુ મંત્રો છે તે બ્રાહ્મણોને આધિન છે. તે માટે બ્રાહ્મણો છે તે મારૂં જ દેવત છે એવું શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

क्षत्रियो बाहु वार्येण, तरेत्रापद मात्मनः ॥

પ્રધાનો ગયા ઉત્તર તથા પૂર્વના ગંગા યુમનાનાં કાંઠાના ભાગોમાં પહાડોની ગુફાઓમાં શોધખોળ બહુ બહુ કરી. જે બ્રાહ્મણ ઋષિઓ જાણુવામાં આવ્યા તેમની વિધી સહ પુજા કેટલાક દિવસ સુધી કરી. પ્રસન્ન કર્યા બાદ સવિનય પ્રાર્થના કરી તોપણ પોતાનું તિર્થસ્થળ મૂકીને બીજે જવાની ના મરજી બતાવી ત્યારે:—

શ્રી શ્રીસ્થળ ક્ષેત્ર મહામપવિત્ર ક્ષેત્ર છે, ત્યાં સરસ્વતીજી નદી દેવી રૂપે ગંગાજી કુંવારીકા પતિત પાવની પુર્વાભિ મૂખે વહે છે. ત્યાં કર્દમ ઋષિ અને દેવહુતીથી શ્રી કપિલ ભગવાનનો જન્મ થયેલો છે. ત્યાં બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર નિરંતર વાસ કરીને રહેલા છે. એવું મહાન પવિત્ર તિર્થ સ્થળ શ્રી શ્રિસ્થળ ક્ષેત્ર છે. તેની આશ પાસ બીજા પણ દધિચી ઋષિ વિગેરેનાં મહાન તિર્થો છે. રાજાનું અન્ન લેવું કે ના લેવું તે આપની મરજી ઉપર છે. રાજાને મહારૂદ્ર યજ્ઞ કાર્ય કરવું છે. યજ્ઞ કાર્યમાં કુશળ એવા બ્રાહ્મણ ઋષિઓની બહુ જરૂર છે. આપ વેદ મૂર્તિરૂપ ભૂદેવો તે યજ્ઞ નહિ કરાવો તો તે પડતર બંધ રહેશે, તેનું અમોઘ કોણને? આપ શાસ્ત્રજ્ઞ વિદ્વાન છો. અમને આમંત્રણ અને સત્કાર કરવાને મોકલ્યા છે. ઘણાં સ્થળો–દેશાંતરો શોધતાં આવ્યા છીએ, માટે પધારવાની કૃપા કરો તો સારૂ. આપ તિર્થરૂપ ભૂદેવોને–તિર્થનાં દર્શન થશે, યજ્ઞ ધર્મકાર્ય સધાશે, વિગેરે ઘણી આજીજી–નમ્ર મિષ્ટ વચનથી કાલા-વાલા રૂપ કરવાથી કેટલાક આવવાને માટે તૈયાર થયા તે જાણીને ભીજાં સ્થળોએથી બીજાઓ ઉત્સાહી થયા. એટલે તેઓને સ્વપત્નિક કુટુંબ સાથે આવવાને યાચના થતાં અને કાળક્ષેપ થવાનું વિચારતાં નીચેનાં સ્થળોએથી જે સંખ્યાબંધ આવ્યા તેની વિગત.

પ્રયાગ તિર્થમાંથી ૧૦૫) જણ, પવિત્ર ચ્યવન ઋષિના આશ્રમ પાસેથી ૧૦૦) સરયું નદિ પાસેના વેદસંપન્ન શ્યામવેદી ૧૦૦) જણ, કાન્યકુબ્જ પ્રદેશમાંથી યજુર વેદી ૨૦૦) જણ, કાશી ક્ષેત્ર અને આશપાશમાંથી યજુરવેદી ૧૦૦) જણ, કુરૂ-ક્ષેત્રમાંથી યજુરવેદી ૧૦૦) જણ, ગંગા કાંઠામાંથી ઋગવેદી ૧૦૦) જણ, નિમિષ્યાર-ણ્યમાંથી ઋગવેદી ૧૦૦) જણ, પુષ્કરરાજ ક્ષેત્રમાંથી ઋગવેદી ૧૩૨) જણ, મળીને ૧૦૩૭] ભૂદેવો મહા વિદ્વાન વેદપાઠી–શ્રુત, સ્માર્ત શાસ્ત્રજ્ઞ આવવાને નિર્માણ થયા જાણીને સર્વત્ર ખબર પ્રસરાઇ ગઇ. તેથી તેમની પાસે ભણતા શિષ્યોના ગણો હર્ષિત થઇ વિચાર કરવા લાગ્યા કે–ગુરૂની પ્રાર્થના કરીએ. અને જો આપણને સાથે લેઇ જાય તો (૧) આપણો અભ્યાસ તૂટે નહિ, (૨) યજ્ઞનું ધર્મ કાર્ય પ્રત્યક્ષ કૃતિથી જોવાય, (૩) ગુરૂ સેવા કરાય, (૪) તિર્થનાં દર્શન થાય વિગેરે વિચારથી ઉત્કંઠા વધી.

કોઇ ગુરૂ પાસે ૫–૧૦ તો કોઇ ગુરૂ પાસે ૧૫–૧૭–૨૦–૨૫ શિષ્યો મધ્યેના ઘણાક તૈયાર થયા. શ્રી ગુરૂનો જય ઘોષ નાદ ઉચારતા અને પાછળ પોતે અભ્યાસ કરેલાનો ઘોર નાદ કરતા ચાલ્યા.

રસ્તાઓ વિકટ હતા. ડુંગરા ટેકરાથી ભરપુર, ઝાડી ઝાંખરાથી ભરેલા, એકલાથી પસાર થવાય નહિ એવા હતા. છતાં એવા જંગલોમાં મૂકામ થાય ત્યાં મંગળમય થતું. અહર્નિષ વેદોનો ઘોષ નાદ થઇ રહેતો. ફળ–ફૂલ–કંદમૂળ અને પત્રોનો ફળાહાર એમ કરતાં કરતાં ઋષિ મુનીઓ અને શિષ્યોશ્રી શ્રીસ્થળની નજદીકમા શહેરોની

સંખ્યામાં આવી પહોંચ્યા. અનયમિત અને સંકષ્ટિત રસ્તાને લીધે—થાક—તાવ—આદિથી કષ્ટિત થએલા ઘણા જણ રહી પડયા. અને તે પાસેના ગામોમાં નિવાસીત થયા. ઋષિ ગુરૂઓ અને બંધુઓ પાછા આવશે તેમની સાથે પાછા જઇશું એમ ધારી લીધું.

શ્રી ગુર્જરપતિ શ્રી મૂળરાજાએ અગાઉથી ખબર પ્રાપ્ત થયાથી પોતે પગે ચાલીને પોતાના રાજમંડલીકો સહીત સામે આવીને વેદમૂર્તિ દ્વિજોને પગે પડીને—પાદવંદન કરીને—ઘણાજ હર્ષથી અર્ધ્યપાદ પુજન—અર્ચન વિધીસહ કરીને—અત્યંત સત્કાર કીધો. તે દર્શનથી પ્રજાનો સમૂહ હર્ષીત અને ચકિત થયો.

મુકામ આપવાને સરસ્વતિ નદિ તીરે—ઘણીક પર્ણ કુટીકાઓ બાંધી રાખી હતી તેમાં સપત્નિકોએ સંતોષથી આશ્રમ લીધો. એમ કેટલાક દિવસ દિનચર્યા ચાલી. બ્રહ્મ મૂર્હુતમાં સ્નાન સંધ્યા વેદઘોષાદિ થયા પછી મહા મંડપમાં પુજન અર્ચન સ્વિકાર્યા બાદ પોતાના સ્થાનકે પધારતા.

શાલીવાન શાકે ૯૨૪) સંવત ૧૦૫૯ કાર્તિક સુદી ૧૫ ગુરૂવારે મહારૂદ્ર યજ્ઞ પૂર્ણ થયો. આવેલા ઋષિ બ્રાહ્મણો અને શિષ્યો પૈકી ૧૦૩૭ નું વરણ થયું હતું. તે સર્વેનું અર્ધ્ય પાદ પુજન થયા પછી પરણિપત કરીને—દીન વચનથી સૌની પ્રાર્થના કરી કેઃ—

અહો બ્રહ્મ દેવો!!! હું પાપીને કૃતાર્થ કીધો. આપના વડે મારૂ જન્મ સાર્થક થયું. હવે મારી પ્રાર્થના છે કે સૌએ પોતાની ઇચ્છાનુસાર દક્ષિણામાં—ગામ, ગાયો, વસ્ત્રો, આભૂષણો, હાથી, ઘોડા, રથ, પાલખી વિગેરે જે જે માગો તે તૈયાર છે. આજે મારૂં છે તે સર્વ—આપનુંજ છે. પણ સર્વ ભૂદેવોએ દાન લેવાની ચોખ્ખી ના જ પાડી. છતાં ઘણાજ કાલાવાલાથી થોડો વખત વિશ્રાંતી સ્વીકારીને રહેવાને કબૂલ થયા.

થોડોક વખત વિશ્રાંતી પછી આસપાસનાં તિર્થ સ્થળોએ દર્શન પૂજન માટે ઋષિ મુનિઓ પત્નિને મૂકીને ગયા.

ઋષિ પત્નિઓ એકલી રહી. આ સંધિ જોઇને, મૂળરાજાએ પોતાની રાણીઓમાં જે મૂખ્ય પદ્માવતિ તેને સમજુતી આપી કે—કોઇ રીતે ઋષિ પત્નિઓ વસ્ત્રો—આભૂષણો લે તેમ કરો તો સારૂ. તેથી સારાં સારાં વસ્ત્રો—આભૂષણો લેઇને રાણીજી પ્રાતઃ સ્નાન માટે સરસ્વતિ તીરે પધારીને સર્વ ઋષિ પત્નિઓને દેખાડયાં. ઢગલા કર્યાં, તેનાં વખાણ કર્યાં જેથી લલચાય એવી ધારણા ધારી. બાદ જેમની જે જે લેવાની ઇચ્છા હોય તે ચીજ ઉપાડી લેવાને વિનંતી કરી.

પ્રથમ સૌ ખમચાયાં. એક બીજી સામું જોઇ રહ્યાં. પણ એક જણીએ એક વસ્તુ લીધી, તેથી એક પછી બીજીઓ સૌ લેવાને લાગી તેથી ખૂટી પડી. બાકીનીઓની ઇચ્છા જોઇને વિદીત કર્યું કે કોઇ નિરાશ ના થાશો. કાલે ઘણીક લાવીશ. એમ બીજે દિને, ત્રિજે દિને, એમ પાંચ દિવસ સુધી સ્નાન માટે આવીને જુદી જુદી તરેહની તરેહવાર ચીજો લાવીને આપી. સૌને સંતોષ પમાડયો. એટલામાં ઋષિ મુનિઓ યાત્રાએથી આવ્યા.

પત્નિઓ ખુશી થયેલી, સુશોભિત વસ્ત્રાલંકારો પહેરેલી જોઇને ઋષિ ધર્મ ચૂકેલી દેખીને—ઘણાજ ક્રોધાયમાન થયા. તિરસ્કાર કરવા લાગ્યા, અને શાપ દેવાને તૈયાર થયા. હાથમાં જળ લીધું.

આથી પત્નિઓ થરથરી ચાલી. કેટલીક હિમ્મતવાન હિમ્મત ધરીને, કહેવા લાગી કે અમો પત્નિ સદ્ધર્મ ચૂકી નથી. રાણીજીના આગ્રહથી તેમનો સત્કાર સ્વિકારવો પડેજ, તે તમો જાણો છો. તમારા ગૃહસ્થાશ્રયમાં રહીને, અમે વનફુળ સિવાય કાંઇ દીઠું નથી. જો તમે શાપ દેશો તો, આ બાળ બચ્ચાં મૂકીને અમો સૌ દેહાર્પણ કરીશું. આ મળેલું છે તે આપના વડેજ અમને મળેલું છે, આપની આજ્ઞાવૃત્તિ એ અમારૂં પવિત્રપણું સદા સાચમતી આપ જુઓ છો, માટે જો ક્રોધ કરશો તો અમો અમારૂં જીવ્યાનું સાર્થક રાખીશું નહિ. તથા કેટલાક શાંત ઋષિ મુનિઓની સમજાવટથી સર્વમાં શાન્તિ પ્રસરી.

શુદ્ધ બ્રાહ્મણ ઋષિઓમાં ક્રોધ વૃત્તિનો પ્રવાહ જુજ વખત રહે છે. સર્વ ઋષિઓને સ્નાન સંધ્યાદિકમાં, વેદાધ્યનમાં, પ્રવર્તક જાણીને પછી મહારાજા મૂળરાજા દર્શને આવ્યા. આતિથ્ય સત્કાર, પાદપુજન વંદન કરીને ગયા. અને બીજે દિન પણ તેમજ કીધું.

ઋષિમુનિઓની સરળ મનોવૃત્તિઓ થતાં, એક દિવસે મહામંડપમાં પૂજન વિધી કરાવેલી પૂર્ણ થયા પછી–ગદ ગદ કંઠે કહેવા લાગ્યા કેઃ—

હે! મુનિશ્વરો!!! તમોએ મને પાવન કર્યો છે, કૃત્યાર્થ કર્યો છે હવે મારી આગ્રહથી પ્રાર્થના છે કે–તમો સર્વે ગુજરાતમાં નિવાસ કરો, તો મને બહુજ સંતોષ થાય. મારી આ બધી પ્રજા–ધર્મજ્ઞ–સદાચારણી થશે, એ આપને પુણ્ય છે. પછી સુમેધા ઋષિ વિગેરે ઋષિઓની સમજાવટથી અને શ્રી શંકરનાં પ્રત્યક્ષ દર્શન રૂપ પ્રકાશ બોધ જાણ્યાથી કબુલ થયા ત્યારે દાન દેવાને સરૂવાત કીધી.

## દાન પદ્ધતિ.

પ્રથમ સિદ્ધપૂર સ્થળ–ગામનું દાન દેવા માટે પ્રથમ પુજા એટલે પ્રથમપદથી માંડીને ૨૧ પદ સુધીના ઋષિઓની વચે સિદ્ધપૂર ગામ અને દરેકને રહેવાને સારૂ ઘર–અન્ન, વસ્ત્ર, ગાયો, અલંકારો, પુજન તર્પણનાં પાત્રો, અને સાહીત્યો સાથે દાન ઉપર દક્ષણા આપ્યા પછીથી સિદ્ધપૂરની આસપાસનાં ૧૬૯ ગામો એટલે કુલ ૧૭૦ ગામો દાનમાં ૫૦૦ બ્રાહ્મણ મુનિઓને ક્રમે ક્રમે દક્ષણા સાથે તેમની યોગ્યતા પ્રમાણે હાથી, ઘોડા, રથ, ગાયો, વિગેરે દાનમાં આપ્યાં. તે સિદ્ધપૂર વિભાગી કહેવાયા. અને સિંહપુર એટલે શિહોર ગામ ૧૦ બ્રાહ્મણ વચ્ચે, વઢવાણ સ્થળ ૬ જણની વચ્ચે એમ બધાં મળીને ૯૦ ગામો દાન દક્ષણા સાથે ૫૦૦) બ્રાહ્મણ મુનિશ્વરોને આપ્યાં તે શિહોર વિભાગી કહેવાયા તે પ્રસિદ્ધ છે. આ બાબતનું દાન પ્રકરણ ૬ ઠું પત્રક અ–બ પાછળ ગયું તે જોવાથી વધારે સંતોષ થશે, સુજ્ઞ જ્ઞાતાઓને આનંદ થયા વિના રહેશે નહિ.

આ રીતે ઉત્તર તરફથી આવેલા ૧૦૦૦) બ્રાહ્મણોએ દાન લીધું તેથી તેઓ ઉદિચ્ય શહસ્ત્ર કહેવાયા. પણ ૩૭) જણાએ દાન નહિ લેવાને માટે પોતાની ટોળી જુદી પાડીને ગુપ્ત રીતે શિવાલયમાં એકાંતમાં ધ્યાન ધરીને બેઠા હતા. ખબર પડતાં કાલાવાલા અને પ્રાર્થના કરતાં અને શ્રીશંકરના પડઘારૂપ દર્શન થતાં પછી દાન લીધાં, તેથી તેમને મહિનદિની આશપાશનો પ્રદેશ જેમાં ખંભાત ( સ્થંભતિર્થ ) ગામ

છે તે ૬ જણુની વચ્ચે અને બીજાં ૧૪ ગામો ૩૧ જણુની વચ્ચે આપ્યાં તેઓ ઉદિચ્ય ટોળકીઆ નામે સંજ્ઞાથી પ્રસિદ્ધ થયા છે.

## ત્યારે આ બે સિવાય બીજી બ્રાહ્મણ જ્ઞાતો ગુજરાતમાં કયાંથી ?

ઉત્તર અને પૂર્વને રસ્તેથી આવતાં કેટલાક કષ્ટના થાકથી અને બીજી ઉપાધી થવાથી ઋષિમુનિઓ માંહેના અને શિષ્યગણો માંહેના અમુક અમુક સ્થળોએ રહી પડયા હતા, રસ્તો હાલની પેઠે સડકવાળો નહોતો, રેલ્વેવાળો નહોતો, રસ્તામાંહેના ડુંગરા ટેકરા, ઝાડીઝાંખરાં અસંખ્ય હતાં. રસ્તો અપરિચિત દુઃખમય વિકટ હતો, તેથી જ્યાં રહેવાજોગ સ્થાન આવ્યું ત્યાં ગુરૂ પાછા આવશે ત્યારે સાથે પાછા જઇશું એમ આશાવંત રહીને જે રહી ગયા હતા તે સ્થાનો ઘણે ભાગે ગુજરાતની રાજ્ય સિમાજ હતી.

## મૂળ રાજાની રાજ્યસિમા.

કયાં સુધી હતી તે ઇતિહાસથી જાણી શકાય છે. ઉત્તરમાં મેવાડ આબુનીપાર સુધી અને મારવાડની અમલ સિમો સુધી. સિંધ નીચેનો કચ્છ પ્રદેશથી પશ્ચિમનો આખો ગુજરાત, સોરઠ વિગેરે સર્વ ભાગ હતો. પૂર્વમાં માળવાનો અર્ધ પશ્ચિમ ભાગથી માંડીને ગુજરાત માંહેના લાટદેશ ( પંચમહાલ અને ભરૂચ ) સહિત હતો, દક્ષિણમાં મહારાષ્ટ્ર દેશ સુધીની હદ પ્રસરેલી હતી. તેથી રહી પડેલા બ્રાહ્મણોને સત્કાર મળવાને સંકોચિત થવાનો સંભવ થયો નવિ. કારણ કે પરાક્રમી મૂળરાજાની સત્તા પ્રબળ અને પ્રસિદ્ધ હતી. શ્રીમૂળરાજાના સત્કારેલાને સત્કાર અપાયો.

તેમ પ્રસિદ્ધ માન્યતારૂપ કહેવત છે કે–**विद्वत्वंच नृपत्वंच नैवतुल्य कदाचन ॥ स्वदेशे पुज्यते राजा विद्वान सर्वत्र पुज्यते ॥** તેમજ માણસો પોતાના ગુણવડેજ પુજાય છે અને પંકાય છે. પિતાના ગુણવડે પંકાતા નથી. દાખલો જુવો વસુદેવ યાદવ મહારાજા ગાદીપતિ હતા, છતાં તે પુંજાયા કે પંકાયા નથી. પણ તેમના પુત્ર વાસુદેવ (શ્રીકૃષ્ણ) સર્વત્ર પુજાઆ અને પંકાયા પ્રસિદ્ધ છે, એમ છતાં રાજાના સનમાનીતને પ્રજા માન્ય આપે એ સ્વાભાવિક હોય છે, તેથી રહી પડેલાઓ સનમાન પામ્યા હોય એ સ્વાભાવિક છે.

જેઓ ઉત્તર તરફથી મેવાડને રસ્તે આવતાં " ભિન્નમાળ " ઉર્ફે શ્રિમાળ નગરમાં રહી પડયા હતા તેમના વંશના પાછળથી ગુજરાતમાં આવ્યા ત્યારે " શ્રીમાળી " સંજ્ઞાથી પ્રસિદ્ધી પામ્યા. મેવાળમાં રહી પડીને આવ્યા તે " મેવાડા " કહેવાયા, તેમાં જે ભટનેરમાં રહીને આવ્યા તે " ભટ મેવાડા " નામે કહેવાયા. ગુજરાતનો દક્ષિણ ભાગ સુરતના ચોરાશી વિભાગમાં આવી રહેલા " ચોરાશી મેવાડા " નામે પ્રસિદ્ધ થયા. ગુજરાતનો ઉત્તર તરફનો ભાગ " મોઢેરા " ગામમાં રહી પડીને આવેલા મોઢ નામે કહેવાયા. તે મોઢમાં ચારે વેદના જાણકારો હતા તે " ચાતુરવેદી " મોઢને નામે સંજ્ઞા પામ્યા, અને ત્રણ વેદના જાણનારા " ત્રિવેદી મોડ " કહેવાયા છે. તેમ

વડનગર વસિત "વડનગરા" સાઠોદરામાં વસિત "સાઠોદરા," ચિત્રોડામાં વસિત "ચિત્રોડા" કૃષ્ણોડામાં વસિત "કૃષ્ણોડા," પ્રશ્નોડામાં વસિત "પ્રશ્નોડા." વિશલનગરમાં વસિત "વિશલનગરા" વળાદ ગામમાં વસેલા–વળાદરા, ધિનોજમાં વસેલા ધિનોજા, બ્રહ્માની ખેડ આગળ વસેલા–ખેડવા, તે મધેના વૈષ્ણવ મંદિરમાં અંદર સેવા ખાતે રહેલા ભિતરીઆ અને બહાર ખાતે રહેલા તે ખેડવાબાજ, નામે પ્રસિદ્ધી પામ્યા. લાટદેશમાં ઝારોલા ગામે રહેલા ઝારોલા, હરસોલમાં વસેલા હરસોલા, અનાવલ ગામે વસેલા અનાવલા, ભરૂચ ( ભૃગુપુર ) વાસી ભાર્ગવ, મોતાગામ વાસિત મોતાળા, સોરઠમાં જઇ વસેલા સોરઠીઆ, ગિરનારની તલેટીમાં વસેલા તે ગિરનારા, જે સોમનાથની પુજામાં રહેલા તે સોમપરા. મશહુર થયા છે. કનોજ તરફથી આવીને વસ્યા તે કનોજીઆ, ગયાજીથી આવીને વસ્યા તે ગયાવાળ, તેમ દક્ષિણમાંથી આવીને ગુજરાતમાં વસ્યા તે દેશસ્થ, કોકણસ્થ, શેણવી, એમ સ્થળવાચક સંજ્ઞા પામ્યા જોશો.

એજ રીતે પાછળથી વળી બીજાં સ્થળોમાંથી આવીને ગુજરાતના મધ્ય ભાગમાં સુખ, સંપત્તિ, અર્થે આવીને વસ્યા તે તે સ્થળના સંજ્ઞિક જણાશે.

આ બધી જ્ઞાતિ સંજ્ઞિક સમૂહો–વંશવૃદ્ધિને લીધે પોતાનો જથો બાંધીને વસી છે, તેમાં જેઓ વિદ્વાન થયા છે, તેમણે પોતાની જ્ઞાતિ જુદી અને જૂની બતાવવા સારૂ પોતાની જ્ઞાતિનું "પુરાણ" કેટલાકે લખેલું છે, તે પાછળથી પ્રસિદ્ધ પામેલું હોય છે પરંતુ તે પુરાણોમાંના કાળની ભાષા–તે સમયની રીત રીવાજો, તે વખતના રાજ્ય અમલની છાયા વિગેરે તે થયેલાં પુરાણમાં બારીકીથી જોનારને સમજવામાં આવ્યા વગર રહેતું નથી. ઘણો પ્રાચિનકાળનો સમય સંબંધ જોડવામાં આવ્યો હોય છે, તે છતાં કેટલેક દરજ્જે છુટો પડયા વગર રહેતો નથી. ખરી તપાસ અને મુકાબલો વિદ્વાન ભાષા શાસ્ત્રીઓ અને કાળમાન મુજબ વખતની સ્થિતી રીતી જાણનાર જ્ઞાતાઓ દ્વારા જાણવામાં લે તો સ્પષ્ટ સમજી શકાય.

વળી કેટલીક બ્રાહ્મણ જ્ઞાતિઓ નિઃસ્પૃહ રહેલી છે, દાન; દક્ષણા, અન્ન બીજાનું લેવું તે યોગ્ય ગણતા નહિ. પરંતુ કેટલાક તો પોતાના સ્થાનીકની કે બીજા વણીકની અગર શુદ્રોની સુશ્રૂષા કરવા લાગ્યા, જેથી કરીને તેમણે પોતાના ગુરૂ, ગોર એટલે પુરોહિત સ્થાપ્યા છે. તેમાં કેટલીક ઊંચ ધંધાધારીના ગોર થવાથી બીજા બ્રાહ્મણોની સાથે સપંક્તિક રહી શકયા છે. જેવા કે નાગર વાણીઆના ગોર નાગર બ્રાહ્મણ છે. મોઢ વાણીઆના ગોર મોઢ બ્રાહ્મણ છે. શ્રીમાળી વાણીઆના ગોર શ્રીમાળી બ્રાહ્મણ છે. ઝારોળા વાણીઆના ગોર ઝારોળા બ્રાહ્મણ છે. વાયડાના વાયડા, હરસોલાના હરસોલા, ગોર એવી રીતે પ્રસિદ્ધ છે.

પણ જેઓ અધમ ધંધાધારી નાતો છે તેમના સંસર્ગમાં રહેલા અધમ ગણાયાથી બ્રાહ્મણોએ કર્મદોષિત ગણીને સપંક્તિથી દૂર રાખેલા જણાશે, જેમકે મોચી ગોર, લુહારગોર, રાવતગોર, ઘાંચીગોર, ભાવસારગોર, સઇગોર, છિપાગોર, કોળીગોર વગેરે ઘણીક નાતો બની છે, એવી કર્મદોષિત અને બીજી નાતો કેટલી બધી થવા પામી છે તે પ્રકરણ ૮ માંથી જોઇ શકાશે.

# ઔદીચ્ય રહસ્ય—પ્રકરણ ૮ મું.

## ब्राह्मण ज्ञातिओंनी संख्या १८४ कक्कावार

હવે આપણે અવલોકન કરીશું તો જણાશે કે મૂળરાજાએ ઉત્તરમાંથી બ્રાહ્મણોને બોલાવી ગુજરાતમાં વસાવ્યા તે, ઔદીચ્ય સહસ્ત્ર અને ઔદીચ્ય ટોળકીઆ એ બે સંજ્ઞાવાચક પણ મળે તો એકજ હતા. શરૂવાતે તો તે બે જ્ઞાતિઓ હતી. ત્યાર પછી વધતી જતાં હાલમાં કેટલી થઇ છે અને તેના પેટા ભાગો પણ થયા છે તે જાણવા પ્રમાણે ૮૪ થી વધીને લગભગ ૧૮૪ થવા જાય છે.

શરૂવાતે બે જ્ઞાતિઓને પોષણ પ્રાપ્તિ દેખીને બીજી આવતી ગઈ અને ૮૪ થઇ. ત્યારથી જમાડનાર બ્રાહ્મણની " ચોરાશી " સંજ્ઞા બોલે છે.

પણ હાલ કેટલી સંખ્યા થઇ છે તેની વિગત—

(૧) अनावला, તેમાં ૧ દેસાઇ અને ૨ જા ભાટેલા એવા વિભાગ છે. (૨) अभिर, (૩) आपस्तंब, (૪) आश्वलायन, (૫) अक्षयमंगला, (૬) अगस्त्यपाल, (૭) ईटाचाल, (૮) उद्‌बरा, (૯) उत्कल, (૧૦) उदिच्यशाहस्त्र—તેમાં મૂખ્ય બે ભાગ સિદ્ધપૂરા, અને શિહોરા છે પણ સિદ્ધપૂરાના પેટામાં સિદ્ધપૂરા અને અમદાવાદી વિભાગો થયા છે. તે બે વિભાગોના પેટા વિભાગો પણ ઘણા થયા છે. જેમકે સિદ્ધપૂર અને તેની આસપાસના પ્રદેશમાં ૧ દંઢાવ, ૨ પાટણવાડીઆ, ૩ ઇડરપીશતાલીશી, ૪ વડનગર પચીશી, ૫ લૂણાવાડી પરગણું, ૬ દહેગામ પરગણું જેને ખેડાળ કહે છે, તેનો કેટલોક ભાગ અમદાવાદીની સાથે સંબંધ રાખે છે. ૭ પાલણપુર અને ધાંધાર પરગણું—તે ( મારવાડી રૂપ થયા છે ) વળી અમદાવાદી વિભાગમાં ૧ અમદાવાદ અને તેની આશપાશનો ભાગ, (૨) ચરોતર ખેડા બેત્તાલીશી, (૩) સાબરકાંઠા પરગણું, (૪) ભાલ પરગણું, (૫) વઢીઆર પરગણું, (૬) ધાંધાર પરગણું. (૭) સુરતી ઔદીચ્ય (૮) સુરત અઠાવીશી, જેમાં એકડીઆ અને બગડીઆ એમ બે બોલાય છે. (૯) ઝાલાવાડી ૧૭ તાલુકાવાળા, (૧૦) વિરમગામ પરગણું, (૧૧) રેવાકાંઠા પરગણું, (૧૨) પંચમહાલ પરગણું, એમ મૂખ્ય છે હવે શિહોર ભાગમાં ગોહિલવાડી વિભાગ, (૧) જેમાં ૧૧૦૦ વાળી જેમાં (૨) જે ૪૫૦) વાળા એમ બે તડ઼ી છે. એ અગિઆરસો વાળામાં પેટા વિભાગ ૧૩ કહેવાય છે તે પૈકી ભાવનગર, શિહોર, દાઠા, વર્તેજ, પાલીટાણા, વળા, ઉમરાળા, ગાંધળી, ઉસરડ, દીહોર, સુરકા છે (૩) વળી સિખરીઆ સમવાય કે જેની સાથે શિહોર સમવાયવાળાને કન્યા લેવાનો રીવાજ છે તેઓ મહુવા કળસાર, દેલવાડા, રોઇસા, ભાદ્રોડ, બેરાઇ, ને ડડાણ વિગેરે સ્થળોમાં વસે છે તેઓ પણ ઔદીચ્ય સહસ્ત્ર ચોરાશી નાતમાં સપંક્તિક વ્યવ્હાર અગીઆરસોની સમવાય સાથે ધરાવે છે તેથી આને શિહોરી વિભાગના અગિઆરસો સાથે ગણે પણ છે (૪) ખરેડી સમવાય છે. તેના પેટામાં ૯ અને ૧૦ એવી સંજ્ઞાવાળા બે વિભાગો છે. (૫) સોરઠમાં ઝાલાવાડી ઉપનામે ચિભડીઓ સમવાય સમુદ્ર કાંઠાનો છે, આ ઉપરથી જણાશે કે સિદ્ધપુરા

અને શિહોરી વિભાગોના અહુજ પેટા ભાગો લગભગ ૩૫ થી ૪૫ અંકાય છે. હજુ પણ કેટલાક વિભાગો અજાણ્યા અને ઉપરનાં નામોમાં ફેરફાર ધરાવતા હશે. એ બધા વિભાગી સમવાયવાળા પોતાને સિદ્ધપુરા, અમદાવાદી, અને શિહોરી તરીકે જણાવે છે, પણ તે પોતાનો જથો જુદોજ બાંધી પ્રથક પ્રથક સ્થિર થયેલા જણાશે. તે માટે હજુ સમજવામાં નહિ લેશે તો અંતે તેઓની જુદીજ જ્ઞાતિ થવા સંભવ થશે.

(११) उदिच्य टोळकीआ–તેમાં ૩ વિભાગો પડેલા છે. (१२) उनेवाळ, (१३) कणव, (१४) कनोजिआ, (१५) कराडा, (१६) करखेलिआ, (१७) कलंकी, (१८) कानडी, (१९) कारतक, (२०) किरवंत, (२१) कंडोलिआ, (२२) कपीला, (२३) खडायता, (२४) खंडेवाळ, (२५) खेडावाळ, २६ खडवा, તેમાં બે ફાંટા ખેડવાબાજ અને ભિતરીઆ છે (२७) गयावाळ, (२८) गिरनाळा, (२९) गुगळी, (३०) गूर्गरगौडा, (३१) गोवरधना, (३२) गौड, (३३) गोमतीवाळ, (३४) गंगापुत्रा, (३५) गोमित्रा, (३६) चरक, (३७) चितपावन, (३८) चोला, (३९) चोविशा, (४०) छगात, (४१) जेजुतीआ, (४२) जौळ, (४३) जांबु, (४४) झारोला, (४५) डोमकटार, (४६) तिरगुळ, (४७) तिलंगा, (४८) तंगमोडीआ, (४९) देवरूखी, (५०) द्राविडी, (५१) दिशावाळ, (५२) दहिमा, (५३) दधिच, (५४) धिनोजा, (५५) नांदोरा, (५६) नागर, તેમાં ૭ સાત વિભાગો પડેલા છે. ૧ વડનગરા–૨ વિશલનગરા, ૩ સાઠોદરા, ૪ કૃષ્ણોલા, ૫ પ્રશ્નોલા, ૬ ચિત્રોલા, અને ૭ મોબાયડ છે. (५७) नारमद, (५८) निबाझ (५९) नापाल, (६०) नेदुआणा, (६१) नरसा पारा, (६२) परशे, (६३) पुदवाळ, (६४) पाराशरा, (६५) पंगोरा, (६६) पांडे, (६७) परवालिआ, (६८) पुष्करणा, (६९) पलवाळ, (७०) प्रेतवाळ, (७१) बव्वे, (७२) बोरसदीआँ, (७३) भार्गव, (७४) मेवाडा, એમાં ત્રણ ફાંટા નાતો થઇ છે ૧ ભટ મેવાડા, ૨ ત્રવાડી મેવાડા, ૩ ચોરાશી મેવાડા છે. (७९) मोढ એમાં સાત ફાંટા નાતો બની છે, ૧ ત્રિવેદી મોઢ, ૨ ચાતુરવેદી મોઢ, ૩ અગિઆરશણામોઢ, ૪ ત્રિપાલા મોઢ, ૫ ખિજડીઆ મોઢ, ૬ તાંજળીઆ મોઢ, ૭ ધિનોજા મોઢ એમ છે. (८०) मोताळा, (८१) मेडतवाळ, (८२) यजुर्वेदी, (८३) याज्ञिवाळ, (८४) रवाळ, (८५) रायकवाळ, (८६) रोढवाळ, (८७) रजवाळ, (८८) राजपरा, (८९) वंशवधा, (९०) ललाट, (९१) वळादरा, (९२) वालमिक, (९३) वायडा, (९४) शणवा, (९५) श्रिमाली (९६) सनाढ, (९७) सरवरिआ, (९८) सवाला, (९९) सारस्वत, (१००) सोमपरा, (१०१) साचोरा, (१०२) सजोधरा, (१०३) सिंदुवाळ, (१०४) सोरठीआ, (१०५) साकलाद्विपी, (१०६) हरसोला, એ રીતે ૧૦૬ મુખ્ય અને તેના પેટા ફાંટા ૭૮ જેટલાથી જાદે જેની સંપૂર્ણ જાણ હાથ લાગતી નથી તે ધારતાં કુલ ૧૮૪ જ્ઞાતિઓ. થવા સંભવ લાગે છે. ઋષિવાર પ્રથમ ૮ પછી ૮૪, હવે ૧૮૪.

આટલી બધી બ્રાહ્મણ જ્ઞાતિઓમાં સપંક્તિક કઇ કઇ હશે ? તે વિશે શોધખોળ કરનારા ઘણા જોવામાં આવે છે માટે હવેનું પ્રકરણ ૯ મું વિચારયુક્ત થશે.

---

# ઔદીચ્ય રહસ્ય—પ્રકરણ ૯ મું.

## ગુજરાતમાં સપંક્તિ અને વિપંક્તિક બ્રાહ્મણ જ્ઞાતિઓ.

બીજા ભાગો તરફ તપાસ કરતાં આટલી બધી બ્રાહ્મણ જ્ઞાતિઓની સંખ્યા જણાશે નહિ. ગુજરાતમાં વધારે જણાય છે તેનું કારણ એમ સમજાય છે કેઃ—

ગુજરાતમાં મહારાજા મૂળરાજે બ્રાહ્મણોને તેડાવ્યા, વસાવ્યા અને પોતે તેમનું પોષણ અને સંરક્ષણ કર્યું, જેથી ગુજરાતની પ્રજા પણ પોષણ અને સંરક્ષણ કરવા લાગી. એથી બ્રાહ્મણોને ઉત્તેજન મળવા લાગ્યું તેથી દેખાદેખી જુદે જુદે સ્થળેથી પણ ગુજરાતમાં આવીને નિર્વાહ અને સત્કાર પામ્યા, તેમ તેમ જ્ઞાતિ મંડળો વધ્યાં, અન્ય દેશ અને ભાગો કરતાં ગુજરાતમાં ધર્મ પ્રવૃત્તિ વિશેષ જોવામાં આવશે. જન્મ પરણ અને મરણ એ દરેક વખતે તથા સંસાર વ્યવહારના કાર્યમાં બ્રાહ્મણોની સંમત્તિ લેવામાં અને ધર્મ કાર્ય કરાવવામાં આવે છે તેમાં બ્રાહ્મણની જરૂર ખાસ આવે છે. ધર્મકાર્યોની પવિત્રતા અને સંતુષ્ટતા બ્રાહ્મણોથીજ મળે છે, તેથી ધર્મકાર્યોના અધિકારો ધર્મશાસ્ત્રોના કોષ બ્રાહ્મણો પૂર્વથી ગણાતા આવેલા છે. પોતાની વિદ્વતા, ધર્મજ્ઞતા, સદાચરણ પ્રમાણે બ્રાહ્મણો સન્માન પામે છે. આથી સદધર્માચારી, વિદ્વાન, શાસ્ત્ર જ્ઞાતાઓને આશ્રિતો ઘણાજ પોષનાર મળે છે, આથી ઘણીક બ્રાહ્મણ જ્ઞાતિઓ ગુજરાતમાં સ્થાયી થઇ લાગશે.

મૂળ તો એકજ વૃત્તિના હતા પણ જુદા જુદા સ્થાને વસ્યા પછી તે સ્થાનની અસર બ્રાહ્મણોમાં થવા લાગી જણાશે, મારવાડ, મેવાડ જેવા સ્થાનમાં વસતા બ્રાહ્મણો પાણીની તંગાશે સ્નાન વિધીમાં સંકોચાયા દેખાશે. શૌચા શૌચ આચરણમાં અન્ય સમૂહના આચરણો પોતામાં પ્રવર્ત્ત કર્યા લાગશે, એવાંજ અન્ય સ્થળો જેવાં કે ધાંધાર, પાલણપૂર ભાગ અને કાઠિયાવાડના કેટલાક ભાગમાં રીતી કૃતિમાં ફેર પડેલો જોવામાં આવશે.

આવી રીતે એક બીજાની રહેણી કરણી અને સદાચારમાં ફેર પડેલો જણાયો તેમ તેમ એક બીજાની ભિન્નતાને પામેલા જોવાય છે અને તેથીજ એક બીજાની સાથે ભોજન વ્યવહાર—કન્યા વ્યવહારમાં જુદા પડયા જણાય છે આ રીતે એકતા તૂટીને એટલે સુધીની પ્રવૃત્તિ જોવાય છે કે ભોજન તો સાથે નહિ પણ પાણી પિ શકતા જાણે અજાણે દોષ થાય છે તો મ્હોટા કલેશ ઊભો થાય છે,

આવાં કારણથી સપંક્તિક બ્રાહ્મણ જ્ઞાતિઓ કઇ કઇ છે ? તે જાણવાની જરૂર પડે છે. સૌ બ્રાહ્મણોના મનમાં તે વિચાર ઉઠયા કરતો હોય છે. છતાં આ નિર્ણય ઘણો વિવાદીત છે, માટે તેનો નિર્ણય કરવો મૂશ્કેલ જણાય છે છતાં અમૂક અમૂક જ્ઞાતિઓવાળા અમૂક અમૂક બ્રાહ્મણ જ્ઞાતિઓ સાથે જમે છે અને બીજાં સ્થળે તેમાં ફેરફાર હોય છે. જેમને બીજાની રહેણી, કરણી અને સદાચાર મળતા લાગે છે, તેમની સાથે પંક્તિ વ્યવહાર રાખે છે. પણ પોતાનીજ જ્ઞાતિસંજ્ઞાવાળા એક બીજાના આચાર

વિચાર જુદા જાણે છે, તો તેમની સાથે પણ પંક્તિ ભોજન રાખતા નથી, તો પછી સઘળી જ્ઞાતિઓને માટે નિર્ણય ધારવો કે વિચારવો અસંભવિત છે. મ્હોટાં સ્થળોના સ્વજ્ઞાતિવાચક બંધૂઓનાં સદ્દવર્તનો, સદાચારો, રહેણી અને કરણીનું અનુકરણ અન્ય સ્થળોના બંધૂઓ કરતા થશે તો જે ભિન્નતા થઇને રહી છે તે તાત્કાલિક દુર થવા સંભવ થશે. ઔદીચ્ય શહસ્ત્ર બ્રહ્મસમાજ અને અન્ય બ્રાહ્મણ સમાજો ચાલુ થઇ છે, તેનું મહત્વ એજ છે કે સૌ પોતે રહેણી કરણી અને સદાચારમાં ઐક્યતા મેળવે તોજ એક બીજાની સહાયતામાં આવે અને હરેક પ્રકારના કાર્યમાં ઉન્નતિ પામેજ.

અમદાવાદ એ આખા ગુજરાતમાં મૂખ્ય અને બ્રાહ્મણોની વસ્તીનું પ્રશંસનિય શહેર છે. તેથી કહેવત છે કે–महा जनोयेनः गतः संपथाः પ્રમાણે બીજાં સ્થળોને જાણવાને બન્ને માટે તે વિગત ઉપયોગી લાગશે. એમ વિચારી દાખલ કરેલી બીના સર્વને ઉપયોગી જણાશે.

ગુજરાતની રાજ્યધાનીનું અને ધનાઢ્ય શહેર અમદાવાદ હાલ ગણાય છે. બીજે ભાગ્યે હશે, તેટલી બ્રાહ્મણ જ્ઞાતિઓ અને વસ્તી પુષ્કળ છે. વૈષ્ણવો આદિક ધનાધિકો બ્રાહ્મણોની ચોરાશી ઉત્સાહથી જમાડે છે. એક વર્ષમાં એક બે કે ત્રણ સુધી કેટલીક વખત ચોરાશી થાય છે. ભાવિક લોકો બ્રાહ્મણોનાં દર્શનાર્થે મ્હોટા જથામાં, મ્હોટા મેળાની પેઠે જોવાને આવે છે. બ્રાહ્મણ પુરૂષો અને સ્ત્રીઓનાં સર્વાંગે રેશમી વસ્ત્રો, અંગે અલંકારો અને સદાચરણો નિહાળીને સંતુષ્ઠ થાય છે. ચોરાશીને માટે મ્હોટામાં મ્હોટું સ્થળ રોકવું પડે છે. જમનાર બ્રાહ્મણની સંખ્યા ૧૫ પંદર હજાર જેટલી અટકળાય છે. આવડી મ્હોટી સંખ્યાને જમણ પહોંચાડવું મૂશ્કેલ હોય છે. મ્હોટી મ્હોટી જ્ઞાતિઓ પોતે જુદી જુદી જમવાને પોતાના પંઠે–ચોકે બેસે છે. પણ તે સૌને માટે મૂખ્ય જમણ જે લાડું–મગજ–રસરોટલી–શિખંડપુરી કે શીરો અગર પકવાનાદિ જે જમણ કરવામાં આવ્યું હોય તે, મૂખ્ય નાત ઔદીચ્ય શહસ્ત્ર જ્ઞાતિને ચોકે સર્વને માટે તૈયાર થાય છે. ચોરાશી નાતનો શેઠ ઔદીચ્ય સહસ્ત્ર જ્ઞાતિનો છે. છતું જાની ( યાજ્ઞિક ) ઉર્ફે રામશંકરના સૂત હાલ જાની ગોવિંદલા રામશંકર બધી નાતો માટેની વ્યવસ્થા કરે છે. તેમને ચોરાશી જમાડનારા ગૃહસ્થો સારો સરપાવ આપે છે. તે ઉપરાંત અમદાવાદ શહેરની બ્રાહ્મણ જ્ઞાતિઓના સંબંધીઓની નાતો શહેરની આસપાસનાં ૧૦ ગાઉ ફરતાં ગામોમાં હોય છે. જેમને આમંત્રણ–કંકોતઓ મળવાનો પૂર્વકાળથી હક હોય છે. તેવાં ગામોને તેમની અમદાવાદની જ્ઞાતિના આગેવાનો મારફતે, ચોરાશી નાતના શેઠની તરફથી કંકોત્રીઓ મોકલાય છે. તે બદલ તેવાં ગામો તરફથી ચોરાશીના શેઠને દક્ષણા મળે છે. આવી આ અમદાવાદ શહેરની વ્યવસ્થા બીજાં મ્હોટાં શહેરોને ઉપયોગી થાય, પંક્તિ કલહ દૂર થાય, માટે જાણવા જોગ થશે.

ઉદિચ્ય શહસ્ત્ર નાતને ચોકેથી જે જે નાતને ઘટે તેટલું મૂખ્ય જમણ આપવામાં આવે છે અને દાળ, ભાત, શાક તે નાતોના ચોકે ઘટતું કરાવવામાં આવે છે, નાની પણ સપંક્તિક નાતો ઘણે ભાગે ઔદીચ્યશહસ્ત્રને ચોકે જમે છે. આખી ચોરાશીનો ત્રીજે ભાગ ઔદીચ્યશહસ્ત્રને ચોકે જમનાર થાય છે અને મ્હાનંદ માને છે. પીરસવાની

ઘણીજ ધમાલ હોય છે. ઔદીચ્ય જ્ઞાતિના બીજા શેઠીઆઓ અને ગૃહસ્થો સારી મદદ કરે છે.

આ એક ચોકાએથી મૂખ્ય જમણ લઇને જમનાર કઈ કઇ જ્ઞાતિઓ હોય છે? એક ચોકાથી રસોઈ લઇ જમનાર સપંક્તિક જ્ઞાતિઓ ગણાય, તે જાણવું જરૂરનું લાગશે.

## अमदावादमां सपंक्तिक ब्राह्मण चोराशीनी ज्ञातिओ.

(૧) ઔદીચ્ય શહસ્ર, (૨) ઔદીચ્ય ટોળકીઆ, (૩) (ત્રિવેદી સિવાય) બધા મોઢા, (૪) ત્રવાડી મેવાડા, (૫) ભટ મેવાડા, (૬) ચોરાશી મેવાડા, (૭) રાયકવાળ, (૮) ગોમતીવાળ, (૯) દિશાવાળ, (૧૦) રોઢવાળ, (૧૧) પલ્લીવાળ, (૧૨) ખેડાવાળ, (૧૩) શ્રીમાળી, (૧૪) આરોલા, (૧૫) ઉનેવાળ, (૧૬) મોતાળા, (૧૭) બાજખેડવાળ (૧૮) ભિતરીઆ ખેડવાળ, (૧૯) ભાર્ગવ, (૨૦ શ્રીગોડ માળવી, (૨૧) સાચોરા, (૨૨) ખડાયતા, (૨૩) વડાદરા (૨૪) વાલમ (૨૫) અનાવલા ઇત્યાદિ હોય છે.

આ ઉપરાંત પંક્તિ દુરની જ્ઞાતિઓ પણ જમે છે. પણ તે જુદીજ જમે છે તેમને મૂખ્ય ચોકેથી જમણ આપવામાં આવે છે. તે—૧ તપોધન, ૨ કાયટીઆ, ૩ ભાવસાર ગોર, ૪ લૂહાર ગોર, ૫ સારસ્વત, ૬ સરવરીઆ, ૭ ઘાંચી ગોર, ૮ ખાત્રી ગોર, ૯ સઇ ગોર, ૧૦ કાપડી ગોર; ૧૧ છીપા ગોર, ૧૨ રાવત ગોર, ૧૩ તરગાળા વિગેરેને જમાડવામાં આવે છે.

વળી એક ચોકેથી જમણ લઇને નહિ જમનાર નાતો (૧) ત્રિવેદી મોઢ, (૨) વિશનગરા નાગર, (૩) સાઠોદરા, (૪) કૃષ્ણગોલા, (૫) પ્રશ્નોરા વિગેરે હોય છે, તેમને ચોરાશીના દીવસ પછીના દીવસોએ અનુકુળ પડતાં જમાડવામાં આવે છે. તેની વ્યવસ્થા પણ ચોરાશીના શેઠને કરવી પડે છે.

## शंभूमेळो.

આવી રીતે ચોરાશી જમાડવામાં ખર્ચના કમિન હોય તેઓ શંભૂમેળો નામે જમાડે છે. તેમાં માત્ર અમદાવાદની જે બ્રાહ્મણ જ્ઞાતિઓ ઔદીચ્યશહસ્રની સાથે સ-પંક્તિએ જમનાર હોય છે, તેમનેજ જમાડવાનું આમંત્રણ થાય છે. સિવાય જુદી પંક્તિએ કે જૂદા જમનારને આમંત્રણ હોતું નથી. એકજ પંક્તિએ, એકજ રસોઇએ, જમનાર સાથે બેશીને જમે છે. તેવી જ્ઞાતિઓ ઉપર ગણાવેલી એક રસોઇની જમનાર બ્રાહ્મણ જ્ઞાતિઓજ હોય છે. છતાં તેમાં પણ ૧૦,૦૦૦ થી જાદે સંખ્યા થાય છે. ચોરાશીની પેઠે બ્હારગામથી આવનાર નાતોને શંભૂમેળામાં આમંત્રણ મળતું નથી.

આવી રીતે એક પંક્તિએ જમનારનો શંભૂમેળો, અમદાવાદની પેઠે બીજા સ્થળોએ પણ જાણવામાં આવે છે, સૂરત શહેરમાં તથા બીજાં ગામોમાં પણ થાય છે, આથી બ્રાહ્મણ ઐકયતા, શુદ્ધ ધર્માચરણ સાધકતા, વિગેરે લાભ થવા સંભવ છે અને માંહોમાંહેની કેટલીક ભિન્નતા દૂર થાય છે.

અષ્ટ ઋષિનાં ગોત્રો—પ્રવરો—પોતે બ્રાહ્મણો વિચારશે, પોતે કયા ઋષિના વંશના તે મેળવશે, પોતાના મળતાપણાનો બીજાની સાથે મુકાબલો કરતા થશે, પોતાના

પૂર્વજોની મહતા ધ્યાનમાં લેશે, તો ખરેખર પૂર્વ સ્થિતી ઉપર આવવાનો માર્ગ ખોળી શકશે. અનેક જ્ઞાતિઓ મટી બ્રાહ્મણ જ્ઞાતિ એકજ છે, એ મહત્વપર આવશે ત્યારે ગ્રહાએલો સૂર્ય સ્વચ્છ પ્રકાશતો દેખાશે.

જ્યાં સુધી પૂર્વજ મહર્ષિઓનાં ધર્માચરણોને ગ્રહણ કરશે નહિ, તેમના જેવી વિદ્યા સંપાદન કરશે નહિ, પોતાના બાળકોને તે દિશાએ વાળશે નહિ, અન્ય પ્રજાઓનો પ્રેમ મેળવશે નહિ, રાજા પ્રજામાં મહત પુજનિક લેખાશે નહિ, ત્યાં સુધી પૂર્વજોનું માન્ય-સત્કારને પાત્ર ગણવાને યોગ્યતા પામશે પણ નહિ.

સર્વ બ્રાહ્મણો અષ્ટ ઋષિના વંશના છે, તે તેમનાં ગોત્રોચ્ચારથી જાણી શકશે. એ ઋષિઓનાં સદાચરણો એક હતાં, તેથી તેઓ એક્તા પામતા, હવે એક્તા પામવાનો સર્વ આધાર તેમાંનાં ધર્માચરણો અને જદાચરણોનો એક્તામા લાવવાનો યત્ન થશે, તો આશા રહેશે કે વિલંબ થશે નહિ. અને થયેલી ભિન્નતા દૂર થશે.

ભિન્નતા થતાં કલેશ પેશે છે, કલેશ પેશતાં ઘણો વિક્ષેપ દાખલ થાય છે. વિક્ષેપ દાખલ થતાં પ્રેમભાવ ઊઠી જાય છે, તેથી માન અને પ્રતિષ્ઠાહિન થવું પડે છે, છેવટે પોતે અધોગતિને પામે છે, માટે સુધારવાની કેવી રીતે અને કેટલી જરૂર છે? તે હવેના ૧૦ મા પ્રકરણથી જણાશે.

---

# ઔદીચ્ય રહસ્ય—પ્રકરણ ૧૦ મું.

---

## ગધોગતિમાંથી ઉન્નતિ માર્ગની સૂચના.

### ભાવિ પ્રબળ છે.

આપણા ઔદીચ્યો ઉત્તરમાંથી આવ્યા, ગુજરાતમાં વસ્યા, ત્યારે રાજા અને પ્રજા સો સત્કાર દેતા. આવો પધારો, ઋષિજી, મુનિશ્રી, વેદમૂર્તિ, ભૂદેવ, શાસ્ત્રજ્ઞાતા, ધર્મ ધુરંધર, અધર્મ ઉદ્ધારક, પાપમોચક, દેવમૂર્તિ, આદિ વિશેષણોથી આદર સત્કાર આપતા પણ હવે-ભટ (ઠ)=(ભઠય-ધિક્કાર) મહારાજ-( માગી ખાનાર ) એવા ભાવદર્શક વિશેષણોથી માન મળે છે, તેનું કારણ શું?

આપણે આપણી પ્રાચિન ધર્મ પરનાલિકા છોડીને ભ્રષ્ટ થયા છીએ, આપણું નિત્ય–નૈમિતીક ધર્મ કાર્ય વિહીન બન્યા છીએ, આપણાં ધર્માચરણો ત્યજીને શુદ્ર સંસર્ગી આચરણો ગ્રહણ કર્તા થયા છીએ, કોનુ અન્ન લેવું; કે ના લેવું? એ વિચાર ભૂલ્યા છીએ; તો તેથી ભ્રષ્ટતા–અધમતા આવે એમાં શી નવાઇ!!!

### અધોગતિ.

આચાર ભ્રષ્ટતા થવાથી વિચાર ભ્રષ્ટતા પેસે છે, વિચાર ભ્રષ્ટતાથી કુલિનતા કમી થાય છે. કુલિનતા કમિ થવાથી નીતિ, ન્યાય, સદાચરણ, ધર્મશ્રદ્ધા, સ્વાત્મીકતા એ

કમી થાય છે. કુલિનતા કમી થવાથી આર્થિક વ્યવહાર બંધ પડવા માંડે છે, આર્થિક વ્યવહાર બંધ પડવાથી—નિર્ધનતા દોડીને આવે છે, અને સ્પર્શ કરે છે. નિર્ધનતા સ્પર્શ કરે છે એટલે—ઉદ્યોગનાં સાધનો વિલાય છે, તેથી પ્રમાદ આખાજ વૃત્તિ—નિદ્રા અને બુદ્ધિ ક્ષિણતા વધે છે. તેના પરિણામે બ્રાહ્મણપણાને નષ્ટ કરાવે છે માટેજ આચારઃ પ્રથમો ધર્મ એમ મહાત્માઓએ ઉચ્ચારેલું છે.

કેટલાક શુદ્રવત ખેતીમાં પ્રવૃતક થયા છે. કેટલાક સવારમાં ઉઠીને વગર સ્નાન સંધ્યાએ કપાલ રાતું કરીને—ધર્મોજય—આશિર્વાદ—બ્રાહ્મણને આપજો, કહીને ભિક્ષા માગે છે, તેમાં ભ્રષ્ટતાવાળું અન્ન મળે તોપણ ગ્રહણ કરે છે. શુદ્રને ઘેર મરણના ૧૧ મા અને ૧૨ મા દિવસનું સૂતકી અન્ન જમે છે. શુદ્રનું ૧૬ દિવસ પરિઅંત સૂતક ના જાય, જે પોતાને સૂતક લાગે, ઉપવિત ( જનોઇ ) ફરીને દેવી પડે, એ વિચાર હોતો નથી, તેથી મનોવૃત્તિ ભ્રષ્ટ થાયજ, એમાં શું આશ્ચર્ય ? પોતાની નીતિ—રીતિ—ધર્માચાર અને સદાચાર સુધારશે, તોજ હતા તેવા કેમ નહિ થાય ?

## બ્રાહ્મણાચાર.

બ્રાહ્મણોએ બ્રહ્મ મૂહુર્તમાં ( પાછલી પહોર રાત્રી હોય ત્યારથી ) જાગીને, પ્રથમ મૂત્ર—મળ ત્યાગીને, દંતધાવનાદિ, પરવારીને, સ્નાન સંધ્યા તર્પણ—દેવપુજન, આદિ નિત્ય—નૈમીત્તિક ધર્મ કર્મ કાર્યથી પરવારીને, પાછી બહાર નીકળવું જોઇએ.

બ્રાહ્મણ સ્ત્રીઓએ પુરૂષોથી અગાઉ ઉઠીને સ્નાનાદિથી પરવારીને પુરૂષોના ધર્મ કાર્યમાં મદદગાર થવું જોઇએ, સ્ત્રી છે તે ઘરની લક્ષ્મી છે, જેનાં ઘર મલિન દેખાતાં હોય, જેના ઘરમાં બ્રાહ્મણપણાનો આચાર દેખાતો ના હોય, એવાં ઘરોમાં બ્રાહ્મણ કુળાચારની કન્યા હોતી નથી એવો ભાસ થાય છે. જેના ઘરમાં સ્ત્રીનું જોર આખરૂ હોય. સ્ત્રીની આજ્ઞાએ પુરૂષને ચાલવાનું હોય, તે ઘરની મહત્વતા ઓછી હોય છે. પુરૂષો ઉદાશિન હોય છે, જેમાં ધર્મવૃતિ તરફ લક્ષ કમી હોય છે. [illegible]—આવકાર તરફ પુરૂષોનું ચલણ કમી હોય છે, તેવાં ઘરની સ્ત્રી, કન્યા વિક્રી—અકુલિનપણાનો ભાસ કરાવે છે. પુરૂષોનું અડધું અંગ સ્ત્રી છે, બ્રાહ્મણપણાના સદાચારે સ્ત્રી બ્રાહ્મણોમાં હોવા જોઇએ છે, તો યજમાનો બ્રાહ્મણ પુરૂષોની ગેરહાજરીમાં દાન બ્રાહ્મણ સ્ત્રીઓને આપી જઇ શકે છે, નહિ તો આપેલું વ્યર્થ જાય માને છે.

## બ્રાહ્મણત્વનો ભાવ.

બ્રાહ્મણ છે તે ત્રિવર્ણના ગુરૂ રૂપ છે. તેમને બીજાઓ દાન, દક્ષણા, ભોજન, વસ્ત્રાદિક આપે છે. તે તેટલા માટે કે યજમાનનું કલ્યાણ—ધર્મ કાર્ય વા કરીને આપે, તે તેનો બદલો છે. બ્રાહ્મણે પોતે પોતાનું ધર્મકાર્ય પ્રથમ અવશ્ય કરીને શુદ્ધ થવું જોઇએ, જો તેમ પોતે ના કરી શકે તો, મલિનતાને પામે છે. તેમનાં મૂખ મલિન શુદ્રવત્ દર્શ થાય છે. બીજાઓ દાન આપતાં સંકોચાય છે—ધર્મજ્ઞ યજમાનો તો તેમને બહિષ્કાર કરે છે.

संध्या हीनोऽशुचिर्नित्य मनर्हः सर्व कर्मषुः ।
यदन्यत् कुरुते कर्म, न तस्य फल भाग भवेत् ॥

મતલબ કે—જે બ્રાહ્મણ સંધ્યા કરતો ના હોય, તેને સદાય સૂતકી જાણવો. તેને કોઈ ઉત્તમ ધર્મ કાર્ય, યજ્ઞ, યાગ, હોમ–હવન કરવાનો અધિકાર રહેતો નથી. તે શુદ્રવત ગણાય છે. તેણે ધર્મ કાર્ય કર્યાનું ફળ મળતું નથી. તેથીજ સજ્જન યજમાનો, રોજ સંધ્યાદિક નહિ કરનારની પાસે ધર્મ કાર્ય કરાવવા યોગ્ય ધારતા નથી. વળી સૌનક સ્મૃતિ કહે છે કેઃ—

संध्यातिक्रमणं यस्य, सप्त रात्रमपिच्युतं ।
उन्मत्तदोष युक्तोय, पुनः संस्कार मर्हति ॥

જે બ્રાહ્મણ સાત દિવસ સુધી સંધ્યાદિક કર્મ કર્યા વગર રહે, તે કદાપિને ઉન્મત ગાંડો થઇ ગયો હોય, તોપણ તેને ફરીને જનોઇ સંસ્કાર કરવો જોઇએ.

વિષ્ણુ પુરાણમાં કહે છેઃ—

उपतिष्ठंति ये संध्या, ये न पूर्वा न पश्चिमां ।
व्रजंति ते दुरात्मान, स्तामिस्त्र नरकं नृप ॥

જે બ્રાહ્મણ પ્રાતઃકાળમાં પૂર્વાભિમૂખથી અને સાયંકાળે પશ્ચિમાભિમૂખ રાખીને સંધ્યા કરતો નથી, તે દુરાત્મા બ્રાહ્મણ અંધારીઆ નર્કમાં જાય છે. કર્મ પુરાણ કહે છે કે—

ब्रह्ममुहूर्त उत्तिष्ठे त्स्वस्थो रक्षार्थमायुषः ।
शरीर चिंतां निर्वर्त्य, कृत शौच विधि स्ततः ॥

પોતાના આયુષ્યની વૃદ્ધિને માટે દરેક બ્રાહ્મણે–બ્રહ્મમુહૂર્તમાં એટલે પહોર રાત્રિથી ઉઠીને, અને શરીર સંબંધી બીજી ચિંતાઓને છોડી દઇને, મૂત્રમળનો ત્યાગ કરી દાતણ કરીને સ્નાન માટે તૈયાર થવું જોઇએ.

दीपन वृष्यमायुष्य, स्नानमुर्जा वल प्रदम् ।
कंडुमल श्रम खेद, तंद्रा तृड दाहमप्या जित् ॥

મતલબ કે—સ્નાન કરવાથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે, શરીરને પુષ્ટી મળે છે, તેથી આયુષ્યની વૃદ્ધિ થાય છે. બળ અને ઉત્સાહ વધે છે, ખંજવાળ–મેલ–થાક–પરસેવો–સુસ્તી–તૃષા–દાહ–એ સર્વને મટાડીને મનના મેલને ટાળે છે માટે સ્નાન કરવું તે, એમ તેમ શરીર ઉપર પાણી રેડીને શરીર પલાળવું, તે ખરૂ સ્નાન કર્યું ગણાય નહિ. પણ આખૂ શરીર ચોળી મશળીને–શરીરના દરેક સાંધા ઉપર લાગેલો મેલ ઉતારી કાઢીને ધોઇ નાંખવો જોઇએ અને પછી અંગ લૂછવાના જાડા વસ્ત્રથી શરીર સાફ કરવું–ત્યારેજ શુદ્ધ સ્નાન થયું ગણાય છે.

**एतत्संध्या त्रयं प्रोक्तं, ब्राह्मण्यं यत्र तिष्ठति ।**
**यस्य नास्त्यादर स्तत्र, न स ब्राह्मण उच्यते ॥**

જે સુત્રોમાં પોતપોતાના વેદની ત્રિકાળ સંધ્યા છે, તે કરવાથી બ્રહ્મ તેજ વધે છે ( મૂખ ઉપર તેજ તાદસ્ય દેખાય છે ) પણ જેમને સંધ્યા કરવાનો આદરભાવ નથી, તે બ્રાહ્મણ કહેવાય નહિ. તેમના મૂખ મલીન, શ્યામ, વગર તેજનાં, શુદ્રવત્ દેખાઇ આવે છે.

દરેક વેદની ત્રિકાળ સંધ્યા અને આન્હિક, મહાત્મા શ્રી નથુરામ શર્માજીએ યોજીને છપાવરાવી છે, માગે તેને મળે છે, વળી ચારે વેદની એકત્ર સંક્ષેપ સંધ્યા પણ યોજીને બહાર પડાવેલી છે, જેથી જેઓ પોતપોતાના આર્થિક ધંધામાં વધારે પ્રવર્ત રહેનારને થોડાજ વખતમાં તે સંધ્યાથી પરવારી લેવાય તેવી છે પણ જે બ્રાહ્મણ પોતે સંધ્યા કર્યા વગર જમે છે તેને માટે કહે છે કેઃ—

**संध्या येन न विज्ञाता, संध्या येनानुपासिता ।**
**जीवमानो भवेच्छुद्र, मृतः श्वानोऽभिजायते ॥**

અર્થ કે—જે બ્રાહ્મણ સંધ્યા ભણ્યો નથી, નિત્ય સંધ્યા કરતો નથી, તે બ્રાહ્મણ જીવતો હોય ત્યાં સુધી શુદ્રવત છે અને મૂઆ પછીથી શ્વાન અવતરે છે.

માટે બ્રાહ્મણ હોય તેમણે તો ત્રિકાળ–અભાવે એક કાળ, સંપૂર્ણ, અગર સંક્ષીપ્ત સંધ્યા અને સાથે ગાયત્રી મંત્ર જપ ૧૦–૧૦૮ અગર ૩૨૪ કર્યા વગર જમવું યોગ્ય નથી. તેવું વૃત હરહંમેશ રાખનાર બ્રાહ્મણમાં સંતોષીપણું, સુખીપણું, શાંતવૃતિપણ દેખાઇ આવશે.

## તેવાઓનું આત્મબળ.

જે નિત્ય–નૈમિતીક ધર્મ કર્મ સદા સર્વદા પ્રાતઃકાળે ઉઠીને કરે છે, તેમનામાં મનોનિગ્રહ વધે છે, મનોનિગ્રહ વધવાથી બુદ્ધિ સુસંસ્કૃતિ થાય છે, બુદ્ધિ સુસ્કૃતિ થવાથી આત્મબળ અને શરીરબળ પ્રબળ થાય છે, આત્મબળ પ્રબળ થવાથી આર્થિક સ્ફુર્ણા સ્ફુરે છે, આર્થિક સ્ફુર્ણાથી પ્રતિષ્ટા વધે છે, પ્રતિષ્ટા પ્રાપ્તિથી વ્યવ્હાર કુશળ લેખાય છે, અને વ્યવહાર કુશળ ગણાનાર સર્વ કાર્ય સિદ્ધિ મેળવી શકે છે.

## ત્યારે થયેલી અધોગતિમાંથી ઉન્નતિ માર્ગ કયો ?

જેવી પૂર્વકાળે ઐક્યતા બ્રાહ્મણોમાં હતી. આચાર વિચાર સમાન હતા. તેમાં વગભગ વર્ષ ૫૦૦ ના અંતરાયથી ભિન્નતા થઇ લાગે છે, ઐક્યતા તુટી છે, ભાગ વિભાગ પડી ગયા છે. એક બીજાની ઓળખાણ પણ ભૂલાઈ છે, તે સુધારવાની ખાસ આવશ્યક્તા પ્રથમ છે.

તે ઐક્ય જમાવનાર બીજ રૂપ કોણ, અને તે કેવી રીતે કરી શકે ?

## ઔદીચ્ય બ્રહ્મસમાજનું કર્તવ્ય.

એ [illegible] બ્રહ્મસમાજ સંવત ૧૯૪૮ માં પ્રથમ સ્થાપન થઈને ચાલુ થઇ

છે. તેણે મહત્વનું નામ–ભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજ ધારણ પાછળથી કીધું છે. તેણે સર્વત્ર સર્વસ્થળે જાગૃતિ આણી છે. ઐકયતાનું બીજ રૂપે મૂળ રોપાયું છે. વૃક્ષની લતાઓ રૂપે જ્ઞાતા–વિદ્વાનો–જ્ઞાતિ હિતચિંતકો–વેપારીઓ–રાજ્ય પ્રકરણમાં કુશળ એવા દીવાનો વકીલ, બારીસ્ટરો, ન્યાયાધિશો, અધિકારીઓ, બંધુ તરફ લક્ષ દોરતા થવા લાગ્યા છે. ક્ષુલ્લક ખેતીકારો અને ધર્મ પ્રવર્તકો પણ સમાજ તરફ દૃષ્ટિ રાખીને દૃઢતાથી નિહાળતા જણાય છે, મદદ આપવાને ચહાય છે, વળી ભાગો વિભાગો અને પેટા વિભાગોમાં પણ સ્વજ્ઞાતિની મહતા પ્રગટી જણાય છે ત્યારે હવે વૃદ્ધિ માટે શું કરવું ઘટે છે?

## ઐકયતાના કર્તવ્ય તરફ લક્ષ ખેંચાવાની જરૂર.

જ્યારે ભારતવર્ષિય ઔદીચ્ય સહસ્ત્ર બ્રહ્મસમાજ નામ ધારણ મહત્વનું કર્યું છે તો આખા હિંદુસ્તાનમાં વસ્તા ઔદીચ્ય બંધુઓની ઐકયતામાં જાગૃતિ–સમાનતા અને સદાચારો સર્વમાન્ય થવા માટે અને ઉન્નતિ કેમ થાય? તેને માટે યોજનાઓ ઘડાતી રહેવા આપેક્ષા–આકાંક્ષા ઉદ્ભવતી રહે એને માટે જાગૃતિમાં આણવાની આવશ્યકતા ખચીત લાગશે. ભાગો વિભાગો અને પેટા વિભાગોમાં મહદ જાગૃતિ આણવી ઘટે છે, પરંતુ ૨૮ વર્ષની યુવાન વય સમાજને થઈ છે, છતાં સમાજ લૂલી લૂલી પાંગલી જેવી ચાલે છે, સતત્ વર્ષે મળતી નથી, એ કાર્યદક્ષો તરફ દૃષ્ટિપાત કરાવે છે તેને માટે—

દર વર્ષે સમાજ મળતી રહે તેને સારૂ " સમાજ સંમિલન ફંડ " સમાજે પોતાનું નિરાળુ ફંડ સ્થાપવું ઘટે છે, સમાજ મળે છે તોજ સામાન્ય સમાજ ફંડ, અને સ્થાનિક ફંડો તેના વડે સ્થપાય છે, માટે કાયમ સમાજ મળતી રહે, દર વર્ષે પોતે પોતાના પગ ઉપર ચાલુ ચાલે, તેવી ખાસ યોજના ઘડાવી જરૂરની છે. કોઇ સ્થળ–સમૂહ કે સમવા માગણી કરે, તેને પણ કાંઇક મદદ દેવી ઘટીત લાગશે. તેને માટે નિયમો બાંધવાની જરૂર જણાશે, અને જ્ઞાતિબંધુઓ સમાજમાં જેમ બને તેમ વધૂ ભાગ લેતા થાય, પ્રબળ ઐકયતા વધે, સ્થાનિક કલેશો સમાજમાં આવવા ના પામે, તેમ થવાથી સતત્ ઘટના વધશે.

## સમાજની અભિવૃદ્ધિ કેમ થાય?

દરેક ભાગ, વિભાગ, અને પેટા વિભાગોમાં સ્થાનિક મંડળીઓ, સ્વસ્થાનિક હિતચિંતકોની ઠરાવવી આવશ્યક થશે; તેમાં ઉત્સાહી–ધર્મ પ્રબંધનીક–ક્ષેત્ર જ્ઞાતાઓ નિમવાથી યોગ્ય લાભ પ્રાપ્ત થશે, તેઓ મહાન સમાજના મળતાં પહેલાં પોતાના ભાગમાં કોન્ફરન્સ મેળવીને પોતામાં કરેલા સુધારાનો હેવાલ લખી જણાવશે, અને ઉછરતા યુવકોને કેળવણીમાં–ધર્મજ્ઞતામાં–વ્યવહાર કાર્યમાં આર્થિકી ઉન્નતિને માટે શી શી યોજનાઓ લાગુ કરી છે? તે દર્શ કરી દેશે. પોતામાં બાળલગ્ન અટકાવવાનો કન્યાવિક્રય આચાર બંધ પાડવાનો, ઉપવિત અપાઇ કે બટુકને સંધ્યા વંદનાદિક ગુરૂ–ગોરને માથે આવશ્યક ફરજ લાગુ કરવાનો, ઠરાવ લાગુ કરશે, એની ઉન્નતિનો પાયો નાંખ્યો ધરાશે. કન્યાવિક્રયને બદલે વેહ્ન( પોતાના વિભાગમાં આગેવાન ગામો

જેટલાં ગણાતાં હોય, તે ગામોમાંથી જેના ઘરમાં કન્યા ૯ વર્ષ ઉપરની અને દીકરો પણ હોય તે. તે વેલ કહેવાય છે ) તે પોતાના સમવાસાં–ભાગમાં તેની વેલવાળાને ત્યાં વેલ ચાલુ કરે તો અને તેના ધારા બાંધે તો તે–વિક્રીત કે સાટું–તેખડું કે ચોખડું ગણાશે નહિ.

આનું પરિણામ ઉત્તમ આવશે. યાદ રાખવું કે–કન્યાને સ્ત્રી ધન એટલે પલ્લુ–જીવીત માયો કાયમ ઠરાવવો તે પણ જોડે જોડે જરૂરનું છે. એથી એના કુટુંબને આગળ ઉપર સારો લાભ થશે. સ્ફુટક કન્યાવાળાએ પલ્લુ કાંઇક વિશેષ રાખવું લાગશે. જો આ નિયમ રાખે તો પોતાના ભાગ વિભાગમાંથી બીજા વિભાગમાં કન્યા જતી અટકશે. પડતી હરકત દુર થશે. દસવર્થી વધુ રકમ લેનાર માટે પાકો પ્રતિબંધ થડશે તો ભારે રકમના ઉછાળા મારતા અટકશે.

કન્યા પહેરામણીઆ અને વર પહેરામણીઆ એવા બે રીવાજ અમૂક અમૂક સ્થળોમાં છે. કન્યા પહેરામણીઆને–કન્યા વિક્રયી અને વર પહેરામણીઆને વર વિક્રયી કહીને ટીકા થાય છે. ખરો વિચાર કરીએ તો વિક્રીત એટલે વેચાણ એવો ચોખો ભાવ દર્શાવે છે. જે વિક્રીત વસ્તુ થાય છે તે વંશ પરંપરાની પોતાના માલીકીપણાના હકની તાબેવાળી થાય છે. જેમ ગાય, ભેંસ, બળદ, ઘોડો, આદિ જે વિક્રીત કરાય છે તેની ઉપર લેનારની માલીકીનો હક સદાયનો સ્થાયી થાય છે. પણ વર વિક્રય કહેનાર ભૂલ કરે છે. વરને ખરીદ કરનારના વંશમાં દેહાંત પરિયંત વર સામેલ થતો નથી. શ્રી મુંબાઈવાસી સ્વર્ગસ્થ ગટુલાલજી મહારાજે સ્પષ્ટ કરેલું જોશે કે–વર વિક્રય શબ્દ શાસ્ત્ર વિરૂદ્ધ છે, ધર્મ વિરૂદ્ધ છે, શબ્દાર્થ વિરૂદ્ધ છે; કન્યા તો દાનથી કે વિક્રિતથી પરગોત્રમાં–પરવંશમાં જવા પામે છે ! ! ! વરને પરગોત્રમાં સામેલ કરાતો નથી. તે તો સદા સ્વતંત્રજ રહે છે.

## વિવાહ પ્રકરણ જુઓ.

પુર્વ કાળથી ૮ પ્રકારના વિવાહમાં (૧)**બ્રાહ્મ વિવાહ**–પ્રથમ પદે અને શ્રેષ્ટ ગણાતો આવેલો છે. બ્રહ્મ વિવાહમાં–વર વિદ્વાન–સદ આચાર વિચારવાળા ઘરનો મેળવીને, ઉત્તમ વસ્ત્રાભૂષણો અલંકારો આપીને (તેજ પહેરામણીનો બદલો છે) તેની સાથે કન્યાને ઉત્તમ વસ્ત્રાલંકારો ભૂષણો સાથે શણગારીને ( તેનું નામ પલ્લુ પિયર તરફનું સ્ત્રી ધન ) આપીને કન્યાદાન ( દક્ષણા સાથે ) આપવું તેજ ઉત્તમ બ્રહ્મ વિવાહ ગણતા આવેલા હજુ અમુક સ્થળોમાં જોવાય છે, જ્યારે ઔદીચ્ય બંધુઓ ગામધણીઓ સધન દશામાં હતા, ત્યારે તો હાથી–ઘોડા–રથ અને દાસી સાથે કન્યાદાન પ્રેમથી આપતા હતા. તે સમય અસ્ત થયો છે.' તે પછીનો (૨) **દેવ વિવાહ, (૩) પ્રાજાપત્ય વિવાહ (૪) આર્ષ વિવાહ** છે તે ગ્રાગ્રા પ્રચલિત નથી પણ (૫) **આસુર વિવાહ** કન્યાનાં માતા પિતા અગર સગાં સંબંધીઓ કન્યાનું દ્રવ્ય લેઇને, પોતાની ઇચ્છા પ્રમાણે કન્યા દે છે–પરણાવે છે, તેને આસુરી વિવાહ શાસ્ત્રકારો ગણે છે. એથી બ્રાહ્મણોમાં પતિતતા આવે છે. કન્યાઓ એથી પતિને પોતાની આજ્ઞામાં પિયરીઆની અભિરૂચીમાં દોરતી ઘણીકને જોઇ શકાય છે. પોતાની પ્રજાને પણ તેવીજ વૃતિગ્રાહક નિપજાવે છે. આથી તેવાં કુળોમાં કુલિનતા દુર થતી જાય તો એ આશ્ચર્યકારક લાગશે

નહિ અને તેવાં કુળો અન્નમતા પામે તે બોધ શકશે. વડીલ શાસ્ત્રકારોની પરંપરા તજવાથી આ ફળ પ્રાપ્ત થવા પામેજ. એમાં શું આશ્ચર્ય? **(૬) ગાંધર્વ વિવાહ, (૭) રાક્ષસી વિવાહ, (૮) પિશાચ વિવાહ** હોય છે તે પણ હાલ અપ્રચલીત છે.

મતલબ કે—મહત સમાજદ્વારા—પ્રાંતીક અથવા સમવાયીક સમાજો સ્થપાય તો ઘણાક નીચેની બાબતોમાં સુધારો—પોતાના ભાગમાં—તેઓ કરવાને સમર્થ થાય:—

(૧) પુર્વની ધર્મ પ્રવૃત્તિ કરવા માટે યોજના કરી શકે—સોલ સંસ્કારોની પ્રવૃતિ ચાલુ કરી શકે. (૨) ઉછરેલાં બાળકોને માટે યોજના ઘડીને—ધાર્મિક—આર્થિક માધ્યમિક અને ઉંચી કેલવણી તથા હુન્નરી કેલવણી સારૂ સંસ્થાઓ સ્થાપીને વિદ્યાર્થી ગૃહો ઉઘાડી શકે. તેને માટે ફંડો ઉપજાવી શકે, વધારો થતા રહેવાની યોજના કરી શકે. (૩) દરેક ભારત વર્ષિય બ્રહ્મ સમાજમાં પોતાની તરફના પ્રતિનીધીઓ સો દરે એ મુજબ ચુંટણીથી પસંદગીના મોકલી શકે, તેઓ પોતાના ભાગમાં થયેલો સુધારો જાહેર કરી શકે, સમાજના ધારા ઠરાવોનો પ્રવાહ પોતાના સ્થાનમાં ચલાવી શકે. (૪) પોતામાં ઐક્યતા વધારી શકે, પોતાના ભાગના આગેવાનોને આગળ આણી શકે, પોતાના ભાગનું વસ્તી પત્રક સામાન્ય સમાજમાં દાખલ કરાવી શકે, તેથી પોતાના સમુહના ગામો—ઘરોની વસ્તીની સંખ્યાને એકંદરમાં મુકાવી શકે.

## પુનરાવલોકન.

આ ગ્રંથ નાનો ક્ષુલ્લક—સંક્ષીપ્ત છે પણ આશા રહે છે કે ઔદીચ્ય બંધુઓને ઉપયોગી થશે એટલુંજ નહિ પણ સર્વ બ્રાહ્મણ વર્ગને જાણવાને મળશે. આઠ પ્રકરણથી ૧૦ મા પ્રકરણ સુધીમા—ક્રમે ક્રમે પોતાની પુર્વ પરનાલીકાથી આધુનિક સ્થિતિનું ભાન થોડું પણ થશે અને તેમ થએલું જાણીને ઘણોજ સંતાપ મળશે. વળી કેટલીક જગાએ તાનારૂપ—હિત પ્રેરવારૂપ કાંઇક કઠણ શબ્દો વાપરવા પડેલા હશે તેને માટે વિદ્વાનોની ક્ષમા માગુ છું. સબબ બંધૂવર્ગની પ્રેરણા સ્ફુરાવા માટે જરૂર ધારી છે. વળી કેટલાક વિષયો વાદવિવાદ બને તેવા છે પણ વિવાદીત થવા દેવાની મારી ઇચ્છા નથી. પોતે પોતાની મરજીરૂપ ધારી લેવાને વિનંતી છે. મારી વૃદ્ધાવસ્થા ૭૨ વર્ષની છે. ૧૪ વર્ષથી વિધુર દશા છે. પ્રિય પુત્રી ઊછેરીને મ્હોટી કરેલી ૪ વર્ષપર ૧૩ વર્ષની ઉમરે પ્લેગથી મરણ પામી છે, ને કલેશ દશામાં આ લેખ પુરો કરેલો છે. તેથી મનશક્તિ—વિચારશક્તિ ક્ષુલ્લક લાગે તેને માટે દયા—ક્ષમા અને પોતાને રૂચનો સુધારો કરીને માની લેવા માટે આર્જવ કરૂં છું. ગ્રંથની ભાષા સાદી સરળ વાપરવાને મારા મિત્રોની ભલામણ ખાસ ધ્યાનમાં લીધી છે. સંસ્કૃત—સમાસિક શબ્દો વાપરી વિદ્વત્તા બતાવવાથી સાધારણ પંક્તિના બંધુઓને પૂર્ણ ભાવ સમજાય નહિ એ લક્ષમાં રાખ્યું છે માટે ગ્રંથનો તત્વ સાર સમજી લેઇને મારા બંધુઓ ઉન્નતિને પગથીએ ચઢે એજ મારી ઇચ્છા છે. સમાજ પ્રથમથી મનોબળથી સંવત ૧૯૪૮ થી ઉપસ્થિત કરી—ચાલુ કરી ત્યારથી મારા મનોભાવો રોકતો આવેલો પણ હવે ઘણી અશક્તિથી વિરમવું પડે છે. પ્રભુ બંધુઓને સહાય થાઓ એજ મારી પ્રાર્થના છે.

સંવત ૧૯૭૫ આશ્વિન વદિ ૧૩.

લી. સદા જ્ઞાતિ સેવક,

નાનાલાલ દેવશંકર યાજ્ઞિક (જાની)
રાયપુર, પખાલીની પોળ—અમદાવાદ.

